# હિંદ-બ્રિટનનો નાણાવ્યવહાર

[ એમ૦ જે૦ સી૦ કુમારપ્પા કૃત 'ક્લાઇવ ટુ કેઇન્સ'નો અનુવાદ ]

અનુવાદક
**મણિભાઈ ભ. દેસાઈ**




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# અનુક્રમણિકા

# આમુખ

લૉર્ડ ક્લાઇવને સામાન્યપણે હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યના સ્થાપક તરીકે ઓળખવામાં આવે છે.

રૉબર્ટ ક્લાઇવ ૧૭૨૫ની સાલમાં જન્મ્યો હતો અને ૧૭૭૪ની સાલમાં મરણ પામ્યો હતો. બાળપણમાં તેના શિક્ષકોએ આ છોકરો કશા કામમાં આવવાનો નથી એમ જણાવી તેને વિષે હાથ ધોઈ નાખ્યા હતા. અઢાર વરસની ઉંમરે તેને ઈસ્ટ ઇન્ડિયા કંપનીમાં કારકુન તરીકે હિંદ રવાના કરી દેવામાં આવ્યો હતો. ૩૫ વરસની ઉંમરે તે ઇંગ્લંડ પાછો ફર્યો ત્યારે, તેણે ૩,૦૦,૦૦૦ પાઉન્ડની જંગી દોલત એકઠી કરી હતી. અને તેણે બજાવેલી સેવાના બદલામાં કંપનીએ તેને વાર્ષિક ૨૭,૦૦૦ પાઉન્ડનો દરમાયો બાંધી આપ્યો હતો. આ લૂંટારા રાજદ્વારી પુરુષે સરકારી નાણાવહેવારના અને પ્રામાણિકપણાના જે સિદ્ધાંતો સ્થાપી આપ્યા તેમનું હિંદની સરકાર પર આજ સુધી વર્ચસ રહ્યું છે.

બ્રિટનના આન્તરરાષ્ટ્રીય અને દેશની અંદરના નાણાવહેવાર પર વીસમી સદીની શરૂઆતથી જ લૉર્ડ કેઈન્સના પ્રભાવની ઘેરી છાપ પડેલી છે.

જૉન મેનાર્ડ કેઈન્સ ૧૮૮૪ની સાલમાં જન્મ્યો હતો અને હમણાં છેક ૧૯૪૬ની સાલમાં મરણ પામ્યો. યુદ્ધને અંતે સંધિના કરારો, હારેલાં રાજ્યો પાસે યુદ્ધની નુકસાની પેટે લેવાની વળતરની રકમો, લડાઈને અંગેનાં દેવાંની પતાવટ, બ્રિટનના નાણાવહેવારમાં ચલણમાંથી નોટોની સંખ્યા ઘટાડી નાખવાની નીતિ એ બધાંને પ્રેરનારી પ્રતિભા કેઈન્સની હતી. બ્રેટન વૂડ્ઝ કૉન્ફરન્સના સંચાલનનો તો તે પ્રાણ હતો.

બ્રિટિશ વહીવટને અનુસરીને ચાલતા હિંદી સરકારના નાણાવહેવાર પર પડેલો તેનો પ્રભાવ પણ ઓછો મહત્ત્વનો નથી. આજથી

ત્રેવીસ વરસ પર તેણે 'ઇન્ડિયન કરન્સી ઍન્ડ ફાઇનૅન્સ' (હિંદી ચલણ અને હિંદી સરકારનો નાણાવહેવાર) નામનું પુસ્તક લખ્યું ત્યારથી તેની હિંદના નાણાવહેવાર પર અસર પડવા માંડી હતી.

આ પરંપરાનો આદિ પુરુષ ક્લાઇવ હતો અને આપણે આશા રાખીએ કે લૉર્ડ કેઇન્સથી એ ગોઝારી પરંપરાનો અંત આવશે.

**જે. સી. કુમારપ્પા**

# પ્રસ્તાવના

જો કોઈ બીજાની ધનદોલતનો લાભ લેવા ચાહે અને પારકાની માલમિલકત માટે પોતાની નજર બગાડે તો તે પોતાના સંજોગો પ્રમાણે જુદી જુદી યુક્તિપ્રયુક્તિઓ અજમાવે છે. (૧) એમાં સૌથી સાદી રીત દમદાટીની છે. આમ, પોતાના લોભના શિકાર બનેલા ધનિક માણસને ડરાવી મારીને તેની માલમત્તા આપી દેવાની તેને ફરજ પાડવામાં આવે છે. (૨) બીજી રીત પોતાને સાચવવા માટે સોંપવામાં આવેલાં નાણાં ઉચાપત કરવાની છે. (૩) ખજાનચીઓ ઘણી વાર ખોટા હિસાબો લખે છે, એટલે કે, ચાલુ ખરચને મૂડીના ખરચ તરીકે લખે છે અને એથી ઊલટું લાંબા ગાળાના ખરચને ચાલુ ખરચના ખાતામાં લખે છે. ઉપાડેલાં અથવા ખોટી રીતે ખતવેલાં નાણાં આમ માલિકની નજર બહાર રાખવામાં આવે છે. (૪) વળી; કોઈ નોકર પોતાના માલિકની કીમતી ચીજો નજીવી કિંમતે ઘરાણે પણ મૂકે; અથવા, (૫) કોઈ ટ્રસ્ટી પોતાના અધિકારનો દુરુપયોગ કરીને ટ્રસ્ટની મિલકતનો પોતાના અંગત લાભને અર્થે પણ ઉપયોગ કરે. ખાનગી મિલકતના ઇતિહાસમાં હરામખોર લોકોએ નાણાંને અંગે કરેલા ગુનાઓના પ્રકારના આ જૂજ દાખલાઓ છે.

હિંદ સાથેનો બ્રિટનનો સંબંધ તપાસતાં માલૂમ પડશે કે, બ્રિટિશરોએ આ બધા પ્રકારની અપ્રામાણિક રીતોનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે તથા એ ઉપરાંત બીજી કેટલીક અવનવી રીતો પણ તેમણે ખોળી કાઢી છે.

ઇંગ્લંડના નાણાખાતાના બીજા મંત્રી સર વિલ્ફ્રીડ ઈડી, બૅંક ઑફ ઇંગ્લંડના ડેપ્યુટી ગવર્નર મિ. સી. એફ. કોબ્બોલ્ડ, હિંદી કચેરીના નાણાખાતાના વડા મિ. કે. ઍન્ડર્સન અને બૅંક ઑફ ઇંગ્લંડના હૂંડિયામણ-નિયમન-ખાતાના મિ. પી. એસ. બીલનું બનેલું

પ્રતિનિધિમંડળ હિંદના 'સ્ટર્લિંગ બેલન્સીસ' એટલે કે ઈંગ્લંડમાં પડેલી હિંદની લેણી રકમ અંગે હિંદી સરકાર તેમ જ રિઝર્વ બેંકના પ્રતિનિધિઓ સાથે 'વાતો' કરવાને હિંદમાં આવ્યું છે. સર વિલ્ફ્રીડ ઈડી એ પ્રતિનિધિમંડળના વડા છે.

ઉપર્યુક્ત પ્રતિનિધિમંડળ જેની વાતો કરવા ચાહે છે તે સ્ટર્લિંગ બેલન્સીસ અથવા-હિંદનું ઈંગ્લંડ પાસેનું લેણું એ ઈંગ્લંડે હિંદનો કબજો લીધો ત્યારથી જે અનેક રકમો આપણે ખાતે ઉધારવામાં આવી છે તથા આપણે ખાતે જમા કરવામાં આવી છે તેનું છેલ્લું સરવૈયું છે.

એથી કરીને હિંદ અને ઇંગ્લંડ વચ્ચેના લેણદેણના ઇતિહાસની પૂર્વપીઠિકા પર નજર કરવાનું રસપ્રદ થઈ પડશે. એમ કરતાં માલૂમ પડશે કે 'ઇંગ્લંડની ભવ્ય ઇમારતો' હિંદના હાડપિંજરો પર ચણાયેલી છે.

૧૫ ફેબ્રુઆરી, ૧૯૪૭
મગનવાડી
વર્ધા, (સી. પી.)

**જે. સી. કુમારપ્પા**

# ૧

# પ્રાસ્તાવિક

ખાનગી વ્યક્તિ પોતાની આર્થિક પ્રવૃત્તિમાંથી જે કંઈ કમાણી અથવા આવક કરે તેની મર્યાદામાં રહીને તેણે પોતાના ખરચનું ધોરણ નક્કી કરવું જોઈએ એવી તેની પાસે અપેક્ષા રાખવામાં આવે છે. સામાન્ય રીતે તેનો ખરચ તેની કમાણી કરવાની શક્તિને અનુરૂપ હોય છે. જો તે પોતાની કમાણી કરતાં વધારે ખરચ કરતો રહે અને એ વધારાનાં નાણાં દેવું કરીને મેળવે તો આખરે તેને નાદારીની અદાલતમાં જવાનો વારો આવે. જો તે પોતાની આવક કરતાં ખરચ ઓછો કરે તો તે ખરીદશક્તિનો સંઘરો કરે છે. એને આપણે મૂડી કહીએ છીએ. એ રીતે એકઠી થતી મૂડીને કાં તો તે પોતાની પાસે રાખી મૂકે અથવા વધારે ઉત્પાદન માટે બીજાને ધીરે. આમ આવક અને ખરચનાં બંને પાસાં સરખાં ન હોય એવા બંને દાખલામાં કરજ પેદા થાય છે — બીજા પાસેથી નાણાં લેવામાં આવે તો દેવું થાય છે અને બીજાને નાણાં ધીરવામાં આવે તો તે લેણું થાય છે. આપણે જોઈએ છીએ કે, ખાનગી વ્યક્તિના નાણાવહેવારમાં ખરચ અને દેવું આવક નક્કી કરે છે.

જ્યારે રાજ્યના નાણાવ્યવહારમાં અમુક મર્યાદાની અંદર, એ નિર્ણાયક વસ્તુ આવક નહીં પણ ખરચ છે. એટલે, રાજ્યનું દેવું વાજબી રીતે કરવામાં આવે એની આપણે કાળજી રાખવી હોય તો ખરચની જુદી જુદી બાબતો આપણે ઝીણવટપૂર્વક તપાસી લેવી જોઈએ. એ દરેક બાબતનો ખરચ દેશની

મહેસૂલમાંથી વાજબી રીતે કરી શકાય એમ છે એ જોઈ લેવું જોઈએ તથા ઉડાઉપણે ખરચ કરવામાં ન આવે એની તકેદારી રાખવી જોઈએ. પછીથી આપણે પ્રજાજનની કર આપવાની ગુંજાશ તપાસી લેવી જોઈએ અને જરૂરી રકમ કરવેરાથી ઊભી કરી શકાય એમ છે કે નહીં એ જોઈ લેવું જોઈએ. આ બધી તપાસ કર્યા પછી આપણને માલૂમ પડે કે, ખરચની બધી બાબતો દેશના હિતમાં છે, એને અંગે ખરચ કરવો એ વાજબી છે અને નાગરિકની વધુ કર આપવાની જરા પણ ગુંજાશ નથી, તો પછી એવા સંજોગોમાં કરેલું દેવું સંપૂર્ણપણે વાજબી છે.

નાણાવહેવારની બાબતમાં ખાનગી વ્યક્તિના કરતાં રાજ્યનું ધોરણ ઊલટું જ છે. વરસનો રાજ્યવહીવટ ચલાવવાને તથા રાષ્ટ્રઘડતરના કાર્યક્રમનો અમલ કરવાને પોતાને કેટલો ખરચ કરવો પડશે એ રાજ્ય પ્રથમ નક્કી કરે છે. ત્યાર પછી તે નાગરિકો પર કર નાખીને રાજ્યના સંચાલન માટે જરૂરી નાણાં ફરજિયાત રીતે ઊભાં કરે છે. આમ, રાજ્યના નાણાવહેવારમાં ખરચને પહોંચી વળવાને માટે આવક અથવા મહેસૂલ વસૂલ કરવામાં આવે છે.

રાજ્યની મહેસૂલમાંથી તેના બધા ખરચને પહોંચી વળવાનું હમેશાં શક્ય બનતું નથી. પ્રજાને જેનો લાભ પાછળનાં વરસોમાં મળવાનો હોય એવા ખરચો રાજ્યને ઘણી વાર કરવા પડે છે. એવા દાખલાઓમાં, ભવિષ્યમાં મળનારા લાભોને માટેનો બધો ખરચ આજના પ્રજાજનોને આપવા કહેવું એ દેખીતી રીતે જ ગેરવાજબી છે. ચાલુ સમયના ઉત્પાદન પર એ વધારે પડતા બોજારૂપ થઈ પડે અને એની તેના પર માઠી અસર પણ થાય. આવા સંજોગોમાં, આજે જોઈતાં નાણાં રાજ્ય કરજ કરીને મેળવે અને કરવેરાની આવકમાંથી પછીનાં વરસોમાં તે ભરપાઈ કરે. વળી, તત્કાળ ખરચ કરવો પડે એવી આકસ્મિક ઘટનાઓ પણ બનવા પામે. અને એને પહોંચી વળવા માટે કરવેરાની આવક પર આધાર રાખવાનું શક્ય ન પણ હોય. યુદ્ધ અથવા મોટા પાયા પર રોગચાળો ફાટી નીકળે કે દુકાળ પડે એવે પ્રસંગે નાણાંની તત્કાળ

જરૂર પડે છે. આવી આકસ્મિક ઘટનાઓને પ્રસંગે રાજ્યને કરજ કરવું પડે છે.

પહેલા દાખલામાં, જ્યાં લાભ મેળવનાર વરસો પર કર ફાળવવાનો હોય અને જ્યાં પ્રજાની ઉત્પાદક શક્તિ વધારવામાં મદદરૂપ થઈ પડે એવાં કામો પાછળ ખરચ કરવામાં આવ્યો હોય તથા ખરચેલી મૂડીનું વળતર જેમાંથી મળતું હોય એવાં કામોને માટે કરવામાં આવેલું કરજ 'ઉત્પાદક દેવું' કહેવાય છે.

બીજા દાખલામાં, તાત્કાલિક ખરચને પહોંચી વળવાને માટે કરજ કરવામાં આવ્યું હોય અને જેને કારણે પ્રજાની ઉત્પાદક શક્તિ ખસૂસ વધશે જ એમ નથી તેને 'અનુત્પાદક દેવું' કહેવામાં આવે છે.

વરસનો કાર્યક્રમ નક્કી કરવામાં આવક-ખરચનો અંદાજ તૈયાર કરવાનું કામ આધુનિક સમયના રાજવહીવટમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. વરસ દરમ્યાન સરકાર શું કરવા ધારે છે એ વસ્તુ અંદાજપત્ર પ્રજા આગળ રજૂ કરે છે તથા એને માટે તેને કરના રૂપમાં રાજ્યને કેટલાં નાણાં આપવાં પડશે તે જણાવે છે. સારું અંદાજપત્ર આવક-ખરચનાં પાસાં સરખાં બતાવે છે, અને જ્યાં આવક કરતાં વધારે નાણાંની જરૂર હોય, ત્યાં વધારાનાં નાણાં ક્યાંથી ઊભાં કરવાં તે સૂચવે છે. કરની ધારેલી રકમ સરકારી તિજોરીમાં ધીમી ગતિથી પહોંચતી હોય અને ખરચ તો વખતસર કરવાનો જ હોય ત્યારે 'ટ્રેઝરી બિલ્સ' એટલે કે સરકારી હૂંડીઓ કાઢીને ટૂંકી મુદતની લોનથી નાણાં ઊભાં કરવામાં આવે છે અને કરનાં નાણાં વસૂલ થાય ત્યારે એ લોન પાછી ભરપાઈ કરવામાં આવે છે. આવી રીતે કાઢવામાં આવેલી લોનો તથા કરવામાં આવેલા દેવા પેટે વ્યાજ આપવાનું હોય છે અને એ ભરપાઈ કરવામાં આવે ત્યાં સુધી એ વ્યાજનો ખરચ સરકારી મહેસૂલમાંથી આપ્યા કરવો પડે છે.

આ વ્યાજ દેશમાંની વ્યક્તિઓને જ ચૂકવાતું હોય તો પ્રજાનું ઉત્પાદન દેશમાં જ રહે છે અને એથી કરીને પ્રજા પર ઝાઝી માઠી

અસર પહોંચતી નથી, કે તે પાંગળી બનતી નથી. પરંતુ એ રીતે પણ દેશની સંપત્તિની વહેંચણી અસમાન બને છે, કેમ કે કરવેરા તો ગરીબ લોકો પાસેથી વસૂલ કરવામાં આવે છે અને તેમાંથી સરકારી લોન લેનારાઓને વ્યાજ ચૂકવવામાં આવે છે. સામાન્ય રીતે એ લોકો ધનિક વર્ગના જ હોય છે. જ્યારે આ જાતનું વ્યાજ પરદેશના લોકોને ચૂકવવાનું હોય છે ત્યારે ઉત્પાદનની બાબતમાં દેવાદાર દેશ લેણદાર દેશને આધીન બને છે. જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે, 'પારકા દેશોને હરહમેશ પોતાનું દેવું ચૂકવનાર દેશ ચૂકવેલી રકમ તો ખુએ જ છે, પણ તેને પોતાનો માલ ઓછી ફાયદાકારક શરતે આપીને પરદેશી માલ લેવાની ફરજ પડે છે એ જોતાં તેને એથી વિશેષ ખોવું પડે છે.' લેણદાર દેશ દેવાદાર દેશનાં નાણાવ્યવહાર, ચલણ તથા હૂંડિયામણની નીતિ પર કાબૂ ધરાવતો હોય અને માલ ખરીદવા માટેના ઑર્ડર આપવાનું તેના હાથમાં હોય ત્યારે તો એ વળી અતિ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે.

કોઈક પ્રસંગે એવડી મોટી રકમની જરૂર પડે કે જે કદીયે ભરપાઈ થઈ શકે જ નહીં અને રાજ્ય જેને અંગે અનિશ્ચિત મુદત સુધી વ્યાજ ભરવા માગતું ન હોય ત્યારે તાત્કાલિક પગલાં ભરવાની પોતાની સત્તાની રૂએ સરકાર એ રકમ કાં તો નીતિથી મેળવે અથવા તો 'કૅપિટલ લેવી' એટલે કે મૂડી પર કર વસૂલ કરીને મેળવે. એ રીતે ઊભી કરેલી રકમ જોકે દેશની મહેસૂલ ઉપરાંતની હોવા છતાં તે 'પબ્લિક ડેટ' એટલે કે સરકારી દેવાં તરીકે લેખવામાં આવતી નથી.

અંદાજપત્રની ખોટ વ્યાજુ લોન કાઢીને પૂરી કરવી જોઈએ નહીં.

જાહેર કાર્યને માટે લોનથી નાણાં ઊભાં કરવાની પ્રથા પ્રમાણમાં નવીસવી છે. વેપારરોજગારને અંગે મોટા પાયા પર શાખથી નાણાં ઊભાં કરવાનું શરૂ થયું ત્યારથી જ એ પ્રથાનો પણ આરંભ થયો છે. એ પહેલાં રાજકર્તાઓ કાં તો એકઠી કરેલી ધનદોલતનો અથવા મંદિરો કે ઇતર જાહેર સંસ્થાઓના ખજાનાનો ઉપયોગ કરતા.

પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનાર સરકાર જાહેર કામોને માટે દેવું કરે ત્યારે એવા દેવાને ‘ રાષ્ટ્રીય દેવું ’ કહેવામાં આવે છે અને ઘણુંખરું દેશના નાગરિકો જ એ રકમ રાજ્યને ધીરે છે. પણ જ્યારે સરકાર અને રૈયત વચ્ચે એવો સંબંધ ન હોય, એટલે કે સરકાર પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી ન હોય ત્યારે એવા દેવાને ‘ પબ્લિક ડેટ્સ ’ એટલે કે, ‘ સરકારી દેવું ’ કહેવામાં આવે છે.

હિંદમાં બ્રિટિશરો આવ્યા ત્યાં સુધી ‘સરકારી દેવું’ જેવી કોઈ વસ્તુ જાણુમાં નહોતી. તે પહેલાંના સમયમાં રાજ્યના રાજ-કર્તાઓ દેવું કરતા તો તે તેમની અંગત બાબત હતી અને જેમના પર તેઓ શાસન કરતા તે રૈયતને એ દેવા સાથે કશી લેવાદેવા નહોતી. ક્લાઇવના સમયમાં હિંદ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અમલ નીચે હતું. ઇસ્ટ ઇન્ડિયા કંપની કેટલાક પ્રાદેશિક અધિકારો ધરાવનારી કેવળ એક વેપારી પેઢી હતી. દેશનો રાજવહીવટ નફો કરવાની દૃષ્ટિથી ચલાવવામાં આવતો હતો અને હિંદમાંથી ઇંગ્લંડ તરફ મૂડીનો એકધારો પ્રવાહ વહેતો હતો. હિંદને અંગે દેવું કરવાની જરૂર જ નહોતી, કારણ કે લૂંટફાટની પદ્ધતિથી જરૂરી નાણાં મેળવી શકાતાં હતાં. ઇતિહાસના આ સમયમાં ઇંગ્લંડની નાણાંકીય સ્થિતિ અતિ કંગાળ હતી. બ્રૂકસ ઍડમ્સ*ના કહેવા પ્રમાણે ૧૭૫૦ની સાલના અરસામાં ‘બળતણને માટે જંગલોનો નાશ કરવામાં આવ્યો હતો તેથી કરીને ઇંગ્લંડનો લોખંડનો ઉદ્યોગ છેક પડી ભાંગ્યો હતો. એ વખતે ઇંગ્લંડમાં વપરાતા લોખંડનો ⅘ ભાગ સ્વીડનમાંથી આવતો હતો.’ અને ૧૭૬૦ પહેલાં ‘લૅંકેશાયરનાં રૂ કાંતવા માટેનાં યંત્રો હિંદનાં એ માટેનાં યંત્રો જેટલાં જ સાદાં હતાં.’ શોધખોળ કરનારા તો ત્યાં ઘણા હતા, પરંતુ શોધનો વ્યવહારમાં ઉપયોગ કરવા માટે જોઈતાં જરૂરી નાણાં નહોતાં. હૃદય કલ્પના કરે અને મગજ તે પ્રમાણે પોતાની યોજકશક્તિ અજમાવે, પણ એવી કલ્પનાઓને વેપારી દૃષ્ટિએ પાલવે એ રીતે અમલમાં મૂકનારા હાથ ન હોય તો બધું વૃથા જાય. એવી

* ‘ લૉ ઑફ સિવિલિઝેશન ઍન્ડ ડીકે ’, પા. ૩૧૩.

કલ્પનાઓને વ્યવહારમાં ઉતારવા માટે જરૂરી નાણાં પૂરાં પાડવાની તક ઇંગ્લંડને પ્લાસીના યુદ્ધ પછી સાંપડી.

પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનાર સરકાર ન હોય ત્યારે પોતાના હાથમાં આવેલાં નાણાં એક ટ્રસ્ટીની પેઠે વાપરવાની રાજવહીવટ ચલાવનારાઓની ફરજ છે. હિંદની આજની સરકારને ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ પાડેલી પરંપરાનો વારસો મળ્યો છે અને આજની પરિસ્થિતિ સાથે બંધ બેસે એવો ફેરફાર તેણે પોતાની કાર્યપદ્ધતિમાં કર્યો છે. ૧૮૬૧ની સાલથી કશી સત્તા વિનાની ધારાસભા સ્થાપીને પ્રતિનિધિત્વવાળી સરકાર હોવાનો અહીં દેખાવ કરવામાં આવે છે તે છતાં નાણાંની બાબતમાં હજીયે યોગ્ય પ્રજાકીય કાબૂ નથી. ૧૯૦૯ની સાલ સુધી તો અંદાજપત્ર એવી ધારાસભાઓની વિચારણા નીચે નહોતું. એ પછી અંદાજપત્રની કેટલીક બાબતો પર ચર્ચા કરવા દેવામાં આવતી હતી અને ૧૯૨૦ની સાલ પછી કુલ ખરચના ૨૫ ટકા જેટલી રકમના ખરચનો નિર્ણય ધારાસભાનો મત લઈને કરવાનું ઠરાવવામાં આવ્યું છે. ત્યારથી નાણાં પરનો કાબૂ પ્રજાને જવાબદાર નથી એવી કારોબારી સમિતિના હાથમાં ગયો છે. ગયે વરસે વચગાળાની સરકાર આવી ત્યારે ભારે આશા સેવવામાં આવી હતી. આજની તેની રચના એવી છે કે, ‘તેનો જમણો હાથ શું કરે છે તેની તેના ડાબા હાથને કશી ખબર પડતી નથી.’

## ૨

# ઈસ્ટ ઇન્ડિયા કંપની

### 'દમદાટી'નો કાળ

આરંભના સમયમાં તો ઈસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરો અને આડતિયાઓ દેશમાં નગ્ન લૂંટ જ ચલાવતા હતા. પ્લાસીના યુદ્ધ પછીની પરિસ્થિતિ વર્ણવતાં મૅકોલે* કહે છે કે, 'હવે કંપની તથા તેના નોકરો પર ધનસંપત્તિનો ધોધમાર વરસાદ વરસવા લાગ્યો. એંશી કરોડ પાઉન્ડના ચાંદીના નગદ સિક્કા મુર્શિદાબાદથી નદી વાટે કલકત્તાના ફૉર્ટ વિલિયમમાં મોકલવામાં આવ્યા. થોડા જ માસ પહેલાં એ સ્થાન વેરાન હતું પણ હવે તે ક્યાંયે સમૃદ્ધ બની ગયું છે. પ્રત્યેક અંગ્રેજના ઘરમાં વેપારની તેજી તથા સમૃદ્ધિ અને જાહોજલાલીનાં ચિહ્નો નજરે પડવા લાગ્યાં છે. ક્લાઇવની બાબતમાં તો, પૈસા ઢગલો કરવામાં તેનો પોતાનો નિગ્રહ એ જ એક મર્યાદા હતી.'

'સામ્રાજ્યના શિલ્પી' ક્લાઇવે હિંદને લૂંટવાનો અને યુરોપને માટે નાણાં પેદા કરવાનો હક આ રીતે મેળવ્યો. ત્રણ વરસ બાદ ફ્લટકાસાળ શોધાઈ અને ચાર વરસ બાદ હારગ્રિવ્ઝની 'સ્પિનિંગ જેની' એટલે કે, એક માણસ ઘણા તાર કાંતી શકે એવો સંચો શોધાયો. ૧૭૬૮ની સાલમાં વૉટ્સે વરાળથી ચાલતું એંજિન શોધ્યું. ૧૭૭૯ની સાલમાં ક્રૉમ્પ્ટને 'મ્યૂલ' એટલે કે સૂતર કંતાય અને તે આપમેળે વીંટાય એવો સંચો શોધ્યો. ૧૭૮૫ની સાલમાં વરાળની શક્તિથી ચાલતી સાળો ચાલુ થઈ. આ ઇંગ્લંડની ઔદ્યોગિક ક્રાંતિના ઉદયનો અને હિંદની ઔદ્યોગિક પડતીનો આરંભ હતો. આ બધી શોધખોળોને ઉપયોગમાં લેવાને માટે જરૂરી નાણાં આ રીતે હિંદમાંથી સીધી કે આડકતરી રીતે લૂંટ કરીને પૂરાં પાડવામાં આવ્યાં.

---

* 'એસે ઑન લૉર્ડ ક્લાઇવ', પુ. ૩, પાન ૨૪૦.

'ઘણું કરીને, હિંદની લૂંટમાંથી જેટલો નફો મેળવવામાં આવ્યો એટલો નફો સૃષ્ટિના આરંભથી માંડીને આજ સુધી બીજા કોઈ પણ રોકાણમાંથી મળ્યો નથી, કેમ કે લગભગ પચાસ વરસ સુધી બ્રિટન બિનહરીફ હતું.'[1] બર્ક કહે છે કે, ૧૭૫૦ની સાલમાં બાર 'શરાફી પેઢીઓ' પણ નહોતી, જ્યારે ૧૭૯૦ની સાલમાં પ્રત્યેક કસબામાં તે જોવામાં આવતી હતી. 'આ રીતે, બંગાળથી આવેલી ચાંદીએ નાણાંનો જથો વધાર્યો એટલું જ નહીં પણ તેની ગતિને પણ ઉત્તેજિત કરી. ૧૭૫૯ની સાલમાં બેંકે તત્કાળ દશ અને પંદર પાઉન્ડની નોટો બહાર પાડી અને દેશમાં ખાનગી પેઢીઓએ દગલાબંધ હૂંડીઓ કાઢવા માંડી.'[2] પ્લાસીના અને વૉટર્લુના યુદ્ધ વચ્ચેના સમયમાં ઘણું કરીને, હિંદના ભંડારોમાંથી લગભગ એક અબજ પાઉન્ડ ખાલી થઈને ઈંગ્લંડની બેંકોમાં ખડકાયા.[3] તે સમયની નાણાંની ખરીદશક્તિ ધ્યાનમાં લેતાં એ રકમ કેટલી જબરદસ્ત હતી તેનો આપણને ભાગ્યે જ ખ્યાલ આવી શકે એમ છે. એ જાણવા જેવું છે કે, ૧૮૧૫ની સાલમાં ઈંગ્લંડનું કુલ રાષ્ટ્રીય દેવું ૮૬ કરોડ ૧૦ લાખ પાઉન્ડનું હતું. આગળનાં પચાસ વરસમાં હિંદમાં કરવામાં આવેલી લૂંટની રકમના અંદાજ કરતાં આ રકમ ઘણી ઓછી છે.

## નાણાં ઉચાપત કરવાનો કાળ

પછીથી આપણે માનવંત ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સોંપેલાં નાણાં ઉચાપત કરવાના કાળમાં આવીએ છીએ. કંપની હવે એટલી મોભાદાર બની હતી કે 'દમદાટી'ની રીત તેને શોભે એમ નહોતું. એટલે તેણે હિંદની મહેસૂલનાં નાણાંથી હિંદનો માલ ખરીદીને પોતાને ખાતે વેચવા માટે યુરોપ મોકલવા માંડ્યો.

બ્રિટિશ તાજના આડતિયાઓ એટલે કે, ઇસ્ટ ઇન્ડિયા કંપની આટલી જબરદસ્ત રકમ ઈંગ્લંડ મોકલી શકતી હતી એ

૧. બ્રૂક્સ ઍડમ્સ, 'લૉ ઑફ સિવિલિઝેશન ઍન્ડ ડીકે', પા. ૩૧૭.

૨. એજન, પાન ૩૧૯.

૩. વિલિયમ ડિગ્બી, 'પ્રૉસ્પરસ બ્રિટિશ ઇન્ડિયા', પાન ૩૩.

પરિસ્થિતિમાં સ્વાભાવિક રીતે જ હિંદમાં સરકારી દેવાને સ્થાન જ નહોતું. 'સામ્રાજ્યના શિલ્પીઓ' અથવા ધાડવૈયાઓએ છડેચોક જે લૂંટ ચલાવી તે ઉપરાંત હિંદનાં નાણાં શિષ્ટતાના વાગા નીચે ઇંગ્લંડ ઘસડી લઈ જવા માટે આ બીજી આડકતરી રીતનો આશરો લેવામાં આવ્યો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની મહેસૂલનાં બધાં નાણાં કર ભરનારાઓ માટે વાપરવામાં આવતાં નહોતાં. હિંદનાં મહેસૂલનાં નાણાંમાંથી હિંદનો માલ ખરીદવામાં આવતો અને વેચવા માટે તે યુરોપ રવાના કરવામાં આવતો. આ સોદામાંથી કર ભરનારાઓને કશો જ લાભ મળતો નહોતો. ૧૭૯૭થી ૧૮૧૨ની સાલ સુધી દર વરસે સરેરાશ એક કરોડ ત્રીસ લાખ પાઉન્ડ મહેસૂલ આ રીતે વપરાયું હતું.*

## ૩

# વિક્ટોરિયાનો યુગ

### ખોટા હિસાબો

વિક્ટોરિયાના યુગમાં આવતાં, ઇંગ્લંડ એટલું બધું પ્રતિષ્ઠિત બની ગયું હતું કે ક્લાઇવની નગ્ન લૂંટ અથવા ઇસ્ટ ઇન્ડિયા કંપનીની વેપારી અપ્રામાણિકતાની રીતનો આશરો લેવા જેટલે નીચે ઊતરવાનું તેને છાજે એમ નહોતું. અંગ્રેજોને લૂંટ તો જોઈતી હતી, પણ પ્રામાણિકતાનો દેખાવ કરવાને તેઓ ઉત્સુક હતા. અહીં તેમણે આખા ને આખા હિસાબો ખોટા લખવાની રીતનો આશરો લીધો.

આ રીતમાં હિંદ પાસેથી નાણાં કે માલ લેવાનું નહીં પણ બ્રિટનનો ખરચ હિંદને ખાતે લખવાનું હતું. એનું પરિણામ તો આગળની બે રીતોના જેવું છે. એટલે કે હિંદમાં પેદા થયેલી સંપત્તિ હિંદના ઉત્પાદકોને કશો લાભ આપ્યા વિના ઇંગ્લંડ લઈ જવી અને એ રીતે આપણા દેશને ગરીબ બનાવવો અને ઇંગ્લંડની સરકારી

* ઈસ્ટ ઇન્ડિયા કંપનીને અંગે થયેલી તપાસમાં આપવામાં આવેલી જુબાનીની નોંધ, ૧૮૧૩.

તિજોરીનો ભાર હળવો કરવો. આજે જેને હિંદનું 'સરકારી દેવું' કહેવામાં આવે છે તેના મોટા ભાગનું દેવું હિંદને ખાતે આ રીતે ખોટી રકમો ઉધારવાને લીધે થયેલું છે.

હિંદમાં રાષ્ટ્રીય સરકાર હતી નહીં એટલે અહીં 'રાષ્ટ્રીય દેવું' પણ નહોતું. પણ 'સ્ટેટેસ્ટીકલ એબસ્ટ્રેક્ટ' એટલે કે જુદી જુદી જાતના આંકડાઓના પુસ્તક પ્રમાણે ૧૯૨૬ના માર્ચની ૩૧મી તારીખે નીચે જણાવ્યા મુજબનું દશ અબજ કરતાંયે વધારે રકમનું 'સરકારી દેવું' હિંદને માથે હતું :

| | રૂપિયા કરોડ | રૂપિયા કરોડ |
|---|---|---|
| હિંદમાં : | | |
| લોન | ૩૬૮·૨૯ | |
| તિજોરી પરની હૂંડીઓ વગેરે | ૪૯·૬૫ | ૪૧૭·૯૪ |
| પ્રોવિડંટ ફંડ, પો. ઓ. સેવિંગ્સ બેંક વગેરે | | ૯૪·૫૫ |
| ઇંગ્લંડમાં : | | |
| રૂપિયાના એક શિલિંગ ચાર પેન્સના ભાવે | | ૫૧૩·૨૯ |
| | રૂ. કરોડ | ૧૦૨૫·૭૮ |

સરકારી જામીનગીરીઓ તથા બીજી ચાલુ જવાબદારીઓ ઉપરાંત બીજા દેવાનું નીચે મુજબ વર્ગીકરણ કરવામાં આવ્યું છે :

| | |
|---|---|
| 'ઉત્પાદક' | ૭૩૭·૧૮ |
| 'અનુત્પાદક' | ૨૨૧·૮૮ |
| | ૯૫૯·૦૬ કરોડ |

વળી 'ઉત્પાદક દેવા'નું વર્ગીકરણ નીચે મુજબ કરવામાં આવ્યું છે :

| | |
|---|---|
| રેલવેઓ | ૬૨૬·૦૬ |
| નહેરો વગેરે | ૯૬·૦૪ |
| પોસ્ટ અને ટેલિગ્રાફ | ૧૩·૦૦ |
| જંગલો, મીઠું વગેરે | ૨·૦૮ |
| | ૭૩૭·૧૮ કરોડ |

ઉપરના આંકડા એ સૂચવે છે કે, તે તારીખ સુધીમાં સરકારનો ખરચ તેની મહેસૂલ કરતાં દશ અબજ જેટલો વધારે હતો. બીજી વધારાની વિગતો છેક જ અવિશ્વાસપાત્ર અને મુખ્યત્વે કરીને કાલ્પનિક છે, કેમ કે કોઈ પણ પ્રકારના ઉત્પાદક કે અનુત્પાદક હેતુઓ માટે અથવા કોઈ ખાસ લોકોપયોગી કાર્ય માટે ચોક્કસ પ્રકારની લોન કાઢવામાં આવી નહોતી. અમુક લોન રેલવેને અર્થે અથવા નહેરો વગેરે કાઢવા માટે કાઢવામાં આવી હતી એમ ચોક્કસપણે કહી શકાય એમ નથી; ખરચનું ઉપર મુજબનું વર્ગીકરણ અને વહેંચણી કોઈ પણ ધોરણસરની નથી. અનુત્પાદક દેવું મહેસૂલનાં વધેલાં નાણાંથી લખી વાળવાની અથવા માંડી વાળવાની સરકારી નીતિ રહી હોવાથી 'ઉત્પાદક' અને 'અનુત્પાદક' દેવાનું અસલ પ્રમાણ પણ બદલાતું રહ્યું છે. પ્રજાની આંખમાં ધૂળ નાખવા માટેની હિસાબ લખવાની એ એક ઉત્સાહભરી યુક્તિ જ હતી, જેથી કરીને કર ભરનારાઓ માને કે મોટા ભાગનાં દેવાં મિલકત ઊભી કરવાને કારણે થયેલાં છે. આ દેવાંની જો વ્યવસ્થિત ચકાસણી કરવી હોય તો પહેલી જરૂર આ બધી બહારની શોભા અથવા આડંબર દૂર કરવાની, અને સમગ્ર 'સરકારી દેવું' સરકારે વધારે પડતો ખરચ કર્યો છે અથવા એકઠી થયેલી ખાધ નાણાં વ્યાજે કાઢીને ભરી છે એ હકીકત સૂચવે છે, એ યાદ રાખવાની છે. આ ચોખવટ કરી લીધા પછી તપાસનું ક્ષેત્ર મર્યાદિત બની જાય છે અને એ વધારે પડતો ખરચ કઈ કઈ બાબતોમાં કરવામાં આવ્યો છે એટલું જ તપાસવાનું બાકી રહે છે: અમે સમજાવી ગયા છીએ તે પ્રમાણે એવી બાબતો એક યા બે પ્રકારની જ હોઈ શકે:

૧. તાત્કાલિક કટોકટીને વહોંચી વળવા માટેના ખરચો.

૨. મૂડીના ખરચો.

આ ખરચો જો હિંદની પ્રજાની વતી અને હિંદના હિતને માટે કરવામાં આવ્યા હોય તો બેશક એની જવાબદારી આપણે શિર છે. પણ જો આપણને માલૂમ પડે કે, આપણે ખાતે ઉધારવામાં આવેલી રકમ ખોટી રીતે ઉધારવામાં આવી છે તો એવી રકમો

આપણે રદ કરવી જોઈએ. એ રીતે રદ કરવામાં આવેલી રકમનો આંકડો એ રકમ સંપૂર્ણપણે એવી ઉધારણીને કારણે જ ઊભી થઈ હોય, અથવા એવો તાત્કાલિક કે મૂડીનો ખરચ મહેસૂલમાંથી અને નહીં કે આખો ને આખો નાણાં વ્યાજે કાઢીને કરવામાં આવ્યો હોય અથવા 'સરકારી દેવું' વખતોવખત મહેસૂલનાં વધેલાં નાણાંમાંથી લખી વાળવામાં આવ્યું હોય તે પ્રમાણે 'સરકારી દેવાં'ના ઉપરના આંકડા જેટલો, તેથી ઓછો કે તેથી વધારે હોય. વાસ્તવમાં હિંદમાં એ છેલ્લી બીના બની છે એટલે કે, મહેસૂલનાં વધેલાં નાણાંની મોટી રકમનો ઉપયોગ આ દેવાં અને ખાસ કરીને 'અનુત્પાદક' તરીકે ઓળખાતાં દેવાં લખી વાળવામાં કરવામાં આવ્યો હતો. એથી કરીને જેની સામે વાંધો ઉઠાવી શકાય એવી નાણાંની લેવડદેવડની બાબતોની યોગ્ય તારવણી કરવામાં આવે તો એ કુલ આંકડો દશ અબજના સરકારી દેવાના આંકડાથી વધી જાય. એવી જે રકમો હોય તે હિંદના ખાતામાંથી કાઢી નાખીને યોગ્ય પક્ષને ખાતે લખવી જોઈએ.

આ યુગ દરમ્યાન હિંદની મહેસૂલમાંથી વસૂલ લેવામાં આવેલી નીચેની થોડી રકમોનો આપણે વિચાર કરીશું :

| | પાઉન્ડ |
|---|---|
| ૧. પહેલો અફઘાન વિગ્રહ | ૧૨૦ લાખ |
| ૨. બ્રહ્મી વિગ્રહો | ૧૪૦ ,, |
| ૩. ચીન અને ઈરાન પરની ચડાઈઓ વગેરે | ૬૦ ,, |
| ૪. હિંદનો 'બળવો' | ૪૦૦ ,, |
| ૫. કંપનીની મૂડી તથા ડિવિડંડ ભરપાઈ ખાતે | ૩૭૦ ,, |
| | ૧૦૯૦ લાખ |

## અફઘાન વિગ્રહ

ઈસ્ટ ઇન્ડિયા કંપનીની મરજી વિરુદ્ધ ઇંગ્લંડની સરકારે આ વિગ્રહ કર્યો હતો અને છતાં એનો બધો ખરચ હિંદને માથે નાખવામાં આવ્યો હતો. આ સંબંધમાં સર જ્યૉર્જ વિંગેટ લખે છે :

'અફઘાન વિગ્રહ આનો એક નોંધપાત્ર દાખલો છે અને તે કોર્ટ ઑફ ડાયરેક્ટર્સની સલાહ લીધા વિના અને તેમની મરજી વિરુદ્ધ બ્રિટિશ સરકારે કર્યો હતો. વાસ્તવમાં એ ચોખ્ખો બ્રિટિશ વિગ્રહ હતો. આમ છતાં અને એ વિગ્રહનો બધો ખરચ હિંદ પર ન લાદવો જોઈએ એવા કોર્ટ ઑફ ડાયરેક્ટર્સે સર્વાનુમતે રજૂ કરેલા પોતાના ગંભીર નિર્ણય અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કોર્ટ ઑફ પ્રોપ્રાઈટર્સના ઠરાવની અવગણના કરીને પ્રધાનમંડળે એમ કરવાની તેમને ફરજ પાડી હતી.'

એપ્રિલ ૬, ૧૮૪૨ના પોતાના પત્રમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના પ્રમુખ અને ઉપપ્રમુખે આની સામે વિરોધ ઉઠાવ્યો હતો અને લૉર્ડ ફીટ્ઝરાર્ડને લખ્યું હતું કે,

'આ સંજોગોમાં ન્યાય અને નિષ્પક્ષ દૃષ્ટિથી જોતાં વાજબી રીતે જે ખરચ હિંદને માથે ન પડવો જોઈએ તે ખરચમાંથી તેને મુક્ત કરવાનો તેની વતી દાવો કરવાની કોર્ટની ફરજ થઈ પડી છે. અને સિંધુ નદીની પેલી પાર ચડાઈ લઈ જવાના હેતુને વિષે કવેળાએ કોઈ પણ પ્રકારનો પ્રશ્ન ઉઠાવવાની કોર્ટની લવલેશ ઇચ્છા ન હોવા છતાં તેમને જણાવવાની ફરજ થઈ પડે છે કે એ દાખલાનો વિચાર કરતાં તાજેતરમાં જે વધારાનું લશ્કર મોકલવામાં આવનાર છે તે સહિત આખીયે લડાઈનો બધો ખરચ હિંદની મહેસૂલ પર લાદવો એ ન્યાય અને વહેવારની દૃષ્ટિએ યોગ્ય હોઈ શકે ખરું?'

૨૭ જૂન, ૧૮૪૨ને રોજ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની જનરલ કોર્ટે નીચે મુજબનો ઠરાવ કર્યો હતો:

'પાર્લમેન્ટ આગળ રજૂ કરવામાં આવેલા કાગળો પરથી જણાતા અફઘાનિસ્તાનના મામલામાં બ્રિટિશ સરકાર વચ્ચે પડી તેને અંગેના સંજોગો જોતાં કોર્ટનો અભિપ્રાય છે કે, એ વિગ્રહનો બધો ખરચ હિંદના લોકો પર નાખવો જોઈએ નહીં પણ તેનો અમુક ભાગ ઇંગ્લંડની તિજોરીએ ઉપાડવો જોઈએ.'

એશિયામાંના બીજા વિગ્રહોને અંગે સર જ્યૉર્જ વિંગેટ લખે છે કે,

'આપણા સામ્રાજ્યની હદની બહારના એશિયાના ઘણાખરા દેશો સાથેના આપણા વિગ્રહો હિંદી સરકારની લશ્કરી તેમ જ

નાણાંકીય સાધનસામગ્રીથી લડવામાં આવ્યા હતા. જોકે કેટલાક દાખલાઓમાં આ વિગ્રહોમાં કેવળ બ્રિટનના હિતની દૃષ્ટિ રહેલી હતી અને બાકીના વિગ્રહો સાથે પણ હિંદને નહીં જેવી જ લેવાદેવા હતી. એ વિગ્રહો તે તે વખતના બોર્ડ ઑફ કંટ્રોલના પ્રમુખો દ્વારા મળેલી બ્રિટિશ પ્રધાનોની આજ્ઞાઓને આધીન થઈને હિંદી સરકારે ઉપાડયા હતા. અને એમાંથી નીપજતાં બધાં પરિણામો માટે સ્પષ્ટપણે બ્રિટિશ પ્રજા જવાબદાર છે.'

ઈરાન સાથેના વિગ્રહને અંગે વિંગેટ કહે છે કે,

'ઈરાન સાથેનો ગયો વિગ્રહ હિંદને જેની સાથે કશીયે લેવાદેવા નહોતી એવી નીતિથી દોરવાઈને બ્રિટિશ પ્રધાનમંડળે જાહેર કર્યો હતો. આમ છતાં એ વિગ્રહ હિંદના લશ્કર અને સાધનસંપત્તિથી લડવામાં આવ્યો હતો અને એના ખરચનો માત્ર અરધો ભાગ આ દેશના મહેસૂલમાંથી આપવાનું પાછળથી ઠરાવવામાં આવ્યું હતું. હકીકતમાં, એશિયાના આપણા બધા વિગ્રહોને માટે માણસો અને બીજાં સાધનો પૂરાં પાડવાની હિંદને ફરજ પાડવામાં આવી હતી અને આ રીતે હિંદે કરેલી મદદ માટે કોઈ પણ દાખલામાં તેને પૂરું દામ આપવામાં આવ્યું નહોતું. આ હકીકત હિંદ અંગેની આપણી સ્વાર્થી અને એકપક્ષી નીતિનો પુરાવો પૂરો પાડે છે.'*

## બળવો

માર્ચ, ૧૮૫૯ની ઇસ્ટ ઇન્ડિયા લોનના સંબંધમાં બોલતાં જોન બ્રાઈટે કહ્યું હતું કે,

'બળવાને અંગે થયેલો ચાર કરોડ પાઉન્ડનો ખરચ હિંદની પ્રજા પર નાખવો એ મારે મન તેમને માટે દુઃખદ બોજો છે. પાર્લમેન્ટ તેમ જ ઇંગ્લંડની પ્રજાના ગેરવહીવટને કારણે એ પેદા થયો છે. જે ન્યાય્ય હોય તે માણસોને મળવું જોઈએ એમ જો હોય તો એ ચાર કરોડ પાઉન્ડ આ દેશના લોકો પર નાખેલા કરમાંથી ભરપાઈ કરવા જોઈએ.'

'જેનો જોટો ન જડે એવી નીચતા' તથા 'હિંદ અંગેની નીતિની સ્વાર્થી પરંપરા' તરફ સર જયૉર્જ વિંગેટે આ શબ્દોમાં લક્ષ ખેંચ્યું હતું:—

'હિંદના બળવાની આ કટોકટીભરી પરિસ્થિતિમાં અને હિંદની નાણાંકીય સ્થિતિ પણ ચિંતાજનક થઈ પડી હતી તે સમયે

* 'હિંદ સાથેના આપણા નાણાંકીય સંબંધો', પા. ૧૭–૧૯.

ઇંગ્લંડે વધારાની પલટણો હિંદમાં મોકલી તેનો, આ દેશનો કિનારો તેમણે છોડયો તે દિવસથી બધો ખરચ ઉપાડવાની તેણે હિંદને ફરજ પાડી છે એટલું જ નહીં પણ હિંદમાં જવાને ઊપડતાં પહેલાં છ માસ સુધી એ પલટણોએ આ દેશમાં સેવા બજાવી તેને અંગે અહીં કરવામાં આવેલો ખરચ સુધ્ધાં તેણે હિંદ પાસેથી પાછો માગ્યો છે. હારેલા રોમનો પાસે વસૂલ કરવાની ખંડણી નક્કી કરવા માટે બ્રેનસે પોતાની તરવાર ત્રાજવાના પલ્લામાં નાખી એ પ્રસંગની યાદ આપે એવો એ માર્ગ અખત્યાર કરવા માટેનાં યોગ્ય કારણો હશે, પરંતુ એ માણસોની સેવાઓ આપણને મળી હતી અને પ્રસ્તુત સમય દરમ્યાનનો તેમનો પગાર આ દેશના ઔદ્યોગિક વર્ગોને આશરો આપવાને ખરચવામાં આવ્યો હતો અને હિંદને એ કશા લાભનો થઈ શકે એમ નહોતું; એટલે આ વધારાનો ભારે ખરચ નાણાંકીય દૃષ્ટિથી નાદાર બની ગયેલા હિંદ પર લાદવામાં ન્યાય અને પ્રામાણિકતાના કયા સિદ્ધાંતોથી આપણે દોરવાયા હતા એનો ખુલાસો કરવાની આપણી નૈતિક ફરજ છે.'*

૧૪ એપ્રિલ, ૧૮૭૨ના પોતાના પત્ર દ્વારા યુદ્ધકચેરીએ કરેલા 'અસાધારણ નિવેદન'ના સંબંધમાં હિંદી વજીરે ૮ ઑગસ્ટ, ૧૮૭૨ના પોતાના પત્ર દ્વારા નીચે મુજબ જવાબ આપ્યો હતો:

'પરંતુ એ યાદ રાખવું જોઈએ કે, સમ્રાજ્ઞીના અમલ નીચેના બીજા ભાગોમાં યુદ્ધને કારણે આવી કામગીરી બજાવવાની જરૂરિયાત ઊભી થઈ હોત તો એ જ જાતનો પ્રયાસ કરવામાં આવ્યો હોત એટલું જ નહીં પણ એનો મોટા ભાગનો આર્થિક બોજો પણ ઇંગ્લંડની સરકારે ઉઠાવ્યો હોત. પરંતુ હિંદના બળવાના સંબંધમાં એને દાબી દેવાનો કશોયે ખરચ ઇંગ્લંડની તિજોરી પર પડવા દેવામાં ન આવતાં એ આખોયે ખરચ હિંદના કર ભરનારાઓનાં નાણાંમાંથી વસૂલ લેવામાં આવ્યો છે.'

## ઈસ્ટ ઇન્ડિયા કંપનીની મૂડી અને વ્યાજ

અમારી યાદીમાં બતાવવામાં આવેલી છેલ્લી રકમ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના શૅરો ખરીદવામાં તથા તેને વ્યાજ આપવામાં ખરચાયેલી રકમ છે. આ એક અપૂર્વ નાણાંકીય સોદો છે. કંપનીના

* 'હિંદ સાથેના આપણા નાણાંકીય સંબંધો', પા. ૧૫–૧૬.

હકો એક પક્ષ ખરીદી લે છે પણ ખરીદનાર પાસે એની ખરીદ-કિંમત વસૂલ લેવાને બદલે એ ખરચ વ્યાજ સાથે ખુદ કંપની પાસે જ વસૂલ લેવામાં આવે છે. એની જોડમાં બેસે એવો દાખલો સટ્ટા ખેલનારી કંપનીના વહીવટના શંકાસ્પદ ઇતિહાસમાં પણ મળવો મુશ્કેલ છે.

હિંદ માટેની પૂર્ણ જવાબદારી બ્રિટિશ તાજે ધારણ કરી તે પહેલાંના સમયમાં ખરચવામાં આવેલી થોડી ઉપર વર્ણવ્યા મુજબની કુલ દશ કરોડ નેવું લાખ પાઉન્ડની રકમો ચોક્કસપણે બ્રિટિશ તિજોરીએ ખરચવાની, પણ વારંવાર ઉઠાવવામાં આવેલા વિરોધની અવગણના કરીને અઘટિત અને અપ્રામાણિક રીતે હિંદને ખાતે ચડાવવામાં આવેલી રકમો છે.

## તાજના અમલ નીચે આવ્યા પછી

બળવા પછી હિંદના રાજવહીવટનાં સૂત્રો બ્રિટિશ તાજે હાથમાં લીધાં. આ હકીકતે હિંદને ખાતે ખોટી રકમ ઉધારવાની નીતિ ચાલુ રાખવાનું સાવ સરળ બનાવી મૂક્યું. હવે કોર્ટ ઑફ ડાયરેક્ટર્સને સમજાવવા-પટાવવાની જરૂર રહી નહીં કે કોઈ વિરોધ કરનાર પણ રહ્યું નહીં. બ્રિટિશ તિજોરીનો કરોડો પાઉન્ડનો ભાર હળવો કરવા માટે સરકારને માત્ર હુકમ કરવાની જ જરૂર હતી અને સત્તાને એ ઉચ્ચ પદેથી આવતા આવા હુકમને તત્પરતાથી માથે ચડાવવામાં હિંદી સરકાર આનંદ અનુભવતી. બેશક, બ્રિટિશ પ્રધાનોના પરગજુ નિવેદનોમાં મૂર્ખાઈપૂર્વક વિશ્વાસ રાખનારા અર્લ ઑફ નૉર્થબ્રુક જેવા ગણ્યાગાંઠ્યા અણુકણ્યાગરા અમલદારો હતા. અને સામ્રાજ્યવાદી સાહસોમાં ન્યાય અને પ્રામાણિક વહેવારના ખોટા ખ્યાલોથી દોરવાઈ જઈને અઘટિત વહેવાર સામે વિરોધ તરીકે તેમણે રાજીનામાં આપ્યાં. આવી અડચણોમાંથી પોતાનો માર્ગ કાપતું કાપતું રાજ્યનું સામ્રાજ્યવાદી જહાજ અચળપણે અને નિષ્ઠુર રીતે આગળ વધ્યે જાય છે.

આવી રીતે ઉધારવામાં આવેલી થોડીક બાબતો આપણે તપાસીશું.

જેનો ખરચ ખોટી રીતે આપણે ખાતે ચડાવવામાં આવ્યો છે એવી બહારની લડાઈઓના ખરચને અંગેની નીચેની મુખ્ય રકમો આપણું ધ્યાન ખેંચે છે:

| | | | |
|---|---|---|---|
| ૧૮૬૭ | એબીસિનિયાનો વિગ્રહ | ૬,૦૦,૦૦૦ | પાઉન્ડ |
| ૧૮૭૫ | પેરાક ચડાઈ | ૪૧,૦૦૦ | ,, |
| ૧૮૭૮ | બીજો અફઘાન વિગ્રહ | ૧,૭૫,૦૦,૦૦૦ | ,, |
| ૧૮૮૨ | મિસર | ૧૨,૦૦,૦૦૦ | ,, |
| ૧૮૮૨ | વાયવ્ય સરહદના વિગ્રહો | ૧,૩૦,૦૦,૦૦૦ | ,, |
| ૧૮૮૬ | બ્રહ્મી વિગ્રહ | ૪૭,૦૦,૦૦૦ | ,, |
| ૧૮૯૬ | સોકીમ | ૨,૦૦,૦૦૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| એટલે કે | ૩૮ | કરોડ | રૂપિયા |
| ૧૯૧૪–૧૯ના યુરોપી વિગ્રહનો ખરચ | ૩૯ | ,, | ,, |
| ,, ,, અંગે ભેટ | ૧૫૦ | ,, | ,, |
| વધારાનું સંરક્ષણ | ૧૭૦·૭ | ,, | ,, |
| | ૩૯૭·૭ | કરોડ | રૂપિયા |

એબીસિનિયાના વિગ્રહને અંગે ફૉસેટ કમિટી (૧૮૭૬) સમક્ષ પોતાની જુબાની આપતાં સર ચાર્લ્સ ટ્રેવેલિયને કહ્યું હતું કે,

'એબીસિનિયાનો વિગ્રહ સમગ્ર બ્રિટિશ સામ્રાજ્યને સ્પર્શતી સામ્રાજ્યવાદી ભાવનામાંથી અને મારા અભિપ્રાય મુજબ હિંદ સાથેના આપણા સંબંધો કરતાં વધુ પ્રમાણમાં આપણા યુરોપી અને અમેરિકાના સંબંધોમાંથી પેદા થયો છે.

'વાસ્તવમાં, એબીસિનિયા વિષે હિંદના લોકો કશું જ જાણતા નહોતા.'

વળી ૧૬૦૦મા પ્રશ્નનો જવાબ આપતાં તેમણે જણાવ્યું:

'વાસ્તવમાં, એબીસિનિયાની આપણી ચડાઈ સાથે હિંદને ઑસ્ટ્રેલિયા અને કૅનેડા કરતાં જરાયે વધારે લેવાદેવા નહોતી અને એ વિગ્રહના ખરચમાં મદદ આપવાની આપણે ઑસ્ટ્રેલિયા તથા કૅનેડા પાસે એવી માગણી ન કરી તેનું એકમાત્ર કારણ એ હતું કે,

તેમણે એવી દરખાસ્ત ક્રોધે ભરાઈને ધુત્કારી કાઢી હોત અને આપણી વાત તેમણે સહેજ પણ કાને ધરી ન હોત એ આપણે બરાબર જાણતા હતા. તેમણે આપણી વાત કાને ધરી હોત ખરી કે? — એક પ્રામાણિક માણસ તરીકે કહેવાની મને ફરજ પડે છે કે એ બે વચ્ચે કશો જ સાચો તફાવત નથી. એબીસિનિયાનો વિગ્રહ પેદા થયો એને અંગે હિંદને કશી લેવાદેવા નહોતી અને તેનાં પરિણામ સાથે પણ તેને ઝાઝી લેવાદેવા નથી.'[1]

વેલ્બી કમિશન (૧૮૯૭) આગળ અર્લ ઑફ નૉર્થબ્રુકે જણાવ્યું હતું કે એબીસિનિયાના વિગ્રહ અંગેના ખરચની રકમ એવી છે કે જેને માટે દાવો કરવાને હિંદ પાસે વાજબી અને પ્રામાણિક કારણો છે.[2]

વળી પેરાક ચડાઈને અંગે હિંદ પર ગેરકાયદેસર રીતે ચડાવવામાં આવેલા ખરચના સંબંધમાં લૉર્ડ નૉર્થબ્રુકે નીચે મુજબ જુબાની આપી હતી:

'એ વખતે હું ગવર્નર-જનરલ હતો અને એ ખરચ હિંદ પર ચડાવવા સામે મેં વિરોધ ઉઠાવ્યો હતો. હિંદી સરકારે ઉઠાવેલા વિરોધ તરફ કશું લક્ષ આપવામાં આવ્યું નહોતું એટલું જ નહીં પણ પાર્લમેન્ટનાં બંને ગૃહોમાં એ અંગે જરૂરી વિધિ પણ કરવામાં આવ્યો નહોતો અને હિંદને માથે ચડાવવામાં આવેલો ખરચ કદી પણ ભરપાઈ કરી આપવામાં આવ્યો નહોતો. કાયદા વિરુદ્ધ અને હિંદી સરકારના વિરોધની સામે જઈને એ ખરચ હજી સુધી હિંદને ખાતે જ ચડેલો રહ્યો છે.'[3]

બીજા અફઘાન વિગ્રહને અંગે પાર્લમેન્ટની ચર્ચા વખતે પોતાના ભાષણમાં એ વિગ્રહનો ખરચ હિંદને ખાતે ચડાવવામાં આવ્યો હતો તેની સામે મિ. ફૉસેટે વિરોધ ઉઠાવ્યો અને કહ્યું કે,

'હિંદમાં થયેલા વિગ્રહ માટે હિંદી લોકો જવાબદાર નહોતા — એ વિગ્રહ આપણી પોતાની રાજનીતિ અને યુરોપમાંનાં આપણાં

---

૧. 'પાર્લમેન્ટરી કમિટી ઑન ઈસ્ટ ઇન્ડિયન એક્સપેન્ડિચર્સ' ૧૮૭૮, પુ. ૩, પા. ૧૫૧.

૨. 'ઇન્ડિયન એક્સપેન્ડિચર કમિશન', પુ. ૩, પા. ૨૩.

૩. એજન, ૧૮૯૫, પુસ્તક ૩, પા. ૨૦.

કાર્યોમાંથી પેદા થયો હતો. પણ એના ખરચની અરધી રકમ જેમના અહીં પ્રતિનિધિ નથી અને જેઓ સ્વયંશાસિત નથી એવા હિંદી લોકો પાસેથી આપણે વસૂલ લેવાના છીએ.'[1]

અને મિ. ફોસેટને ટેકો આપતાં મિ. ગ્લેડસ્ટને જણાવ્યું :

'અફઘાન વિગ્રહને ચોખ્ખેચોખ્ખા સામ્રાજ્યવાદી સ્વરૂપના વિગ્રહ તરીકે લેખવામાં આવ્યો છે. . . પણ મને લાગે છે કે, એ કેવળ એટલી નાની રકમ જ નહીં (પચાસ લાખ પાઉન્ડનો ફાળો) પણ મારા નામદાર મિત્ર નાણાપ્રધાન જેને નક્કર રકમ કહેશે તે, કંઈ નહીં તો, આ દેશે પોતાને માથે ઉઠાવી લેવી જોઈએ.'[2]

વિગ્રહ બાદ ૧૮૯૪ની સાલ સુધી દર વરસે અમીરને છ લાખ આપવામાં આવતા હતા. એ પછી તેને દર વરસે બાર લાખ આપવામાં આવતા હતા. વિગ્રહના ખરચ ઉપરાંત આ રકમ પણ હિંદની મહેસૂલમાંથી ભરપાઈ કરવામાં આવતી હતી.

૧૯૮૨ની મિસર પરની ચડાઈના સંબંધમાં વેલ્બી કમિશન આગળ જુબાની આપતાં હિંદી સરકારના લશ્કરી મંત્રી મેજર જનરલ ઈ. એચ. એચ. કોલેને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો કે, 'એવી ચડાઈ માટે હિંદે એક પાઈ સરખી પણ આપવી જોઈતી નહોતી.'

વાયવ્ય સરહદ પરની ચડાઈના સંબંધમાં 'ઇન્ડિયન એક્સ-પેન્ડિચર કમિશન' જણાવે છે કે, 'આ બધા વિગ્રહોનો ખરચ, જેટલા પ્રમાણમાં તેઓ સામ્રાજ્યના મહાન પ્રશ્નના એક અવિભાજ્ય અંગ જેવા હતા તેટલા પ્રમાણમાં મુખ્યત્વે કરીને ઇંગ્લંડની તિજોરી-માંથી આપવો જોઈતો હતો.'[3]

આવી વિગ્રહનો ખરચ હિંદ ઉપર ચડાવવાના વાજબીપણા વિષે શ્રી. દીનશા વાચ્છા (પાછળથી સર વાચ્છા)એ વેલ્બી કમિશન આગળ જણાવ્યું હતું કે,

---

૧. 'હન્સાર્ડ', પુ. ૨૬૧, પા. ૯૨૬.

૨. એજન પુ. ૨૬૧, પા. ૯૩૬.

૩. પુ. ૪, પા. ૧૮૭.

'ઉત્તર બ્રહ્મદેશના સંબંધમાં લશ્કરી ચડાઈનો બધો ખરચ તથા તે પછીથી કરવામાં આવેલો વહીવટને અંગેનો ખરચ ઇંગ્લંડે હિંદને પૂરેપૂરો પાછો આપવો જોઈએ અને કૉંગ્રેસની સૂચના પ્રમાણે એ પ્રાન્તને હિંદથી છૂટો પાડીને તેને તાજનું સંસ્થાન બનાવવું જોઈએ. રંગૂન અને માંડલેના બ્રિટિશ વેપારીઓની સૂચનાથી એ પ્રદેશનો કબજો લેવામાં આવ્યો હતો. એ પ્રદેશ ખાલસા કરવાની હિંદે કદી માગણી કરી નહોતી અને બ્રિટિશ મૂડીદારોનાં હિત આગળ ધપાવવા માટે તથા બ્રિટિશ સામ્રાજ્ય વધારવાને માટે હિંદની મહેસૂલમાંથી કશો પણ ખરચ કરવો એ હિંદને અન્યાય કરનારું છે'.[૧]

એ જ કમિશન સમક્ષ શ્રી. ગોખલેએ કહ્યું હતું કે,

'સામ્રાજ્યવાદી નીતિ તથા સામ્રાજ્યનાં વેપારી હિતો આગળ ધપાવવાને અર્થે એ પ્રદેશ જીતી લેવામાં આવ્યો હતો. અને હિંદનું કોઈ પણ ખાસ હિત અહીં કદી પણ જોખમાયું નહોતું.'[૨]

સોકીમની ચડાઈનો ખરચ હિંદી સરકારના વિરોધની ઉપરવટ થઈને હિંદ પર નાખવામાં આવ્યો હતો. એ સંબંધમાં હિંદી સરકારે લખ્યું હતું કે,

'સોકીમની સ્થિતિ મજબૂત બનાવવાને અને મિસરનું લશ્કર નાઈલ નદી પર કામે લગાડવા માટે છૂટું કરવાને અમને હિંદી લશ્કરમાંથી હિંદીઓની બનેલી લશ્કરની એક ટુકડી મોકલવાનું જણાવવામાં આવ્યું હતું. ઉપર વર્ણવવામાં આવેલી નીતિનો અમલ કરવામાં પરોક્ષ રીતે પણ હિંદનું કોઈ હિત રહેલું છે એ અમે સમજી શકતા નથી. એમાં સુએઝની નહેરની સલામતી સંડોવાયેલી છે એમ કહી શકાય નહીં અને સોકીમ જતા હિંદી લશ્કરનો ખરચ જેમને ઉપાડવાનો છે તે હિંદી કર ભરનારાઓ, હિંદમાં વ્યવસ્થા જાળવવાને માટે નહીં પણ મિસરની સરહદ પર મિસરનો અમુક ભાગ ફરીથી જીતી લેવા માટે ઇટાલીના લશ્કરને મદદ કરવાને મોકલેલા લશ્કરનો ખરચ મેળવવાને તેમની પાસેથી કર લેવામાં આવે, એ વસ્તુ ભાગ્યે જ સમજી શકશે. . . . આ સંજોગોમાં, અમને જેનો રાજવહીવટ સોંપવામાં આવ્યો છે તે દેશના હિતની દૃષ્ટિએ

---

૧. 'ઇન્ડિયન એક્સપેન્ડિચર કમિશન' પુ. ૩, પા. ૨૦૪.

૨. એજન પુ. ૩, પા. ૨૪૩.

હિંદનું જેમાં હિત નથી એવી કામગીરી અંગેનો ખરચ હિંદી મહેસૂલ પર લાદવાની નીતિ સામે સખત શબ્દોમાં ફરીથી વિરોધ દર્શાવવાની અમારી ફરજ સમજીએ છીએ. એ નીતિ હિંદે ઇંગ્લંડને ઉછીના આપેલા લશ્કરને લાગુ પાડવામાં આવેલી હોવાથી — હિંદને ઉછીના આપવામાં આવેલા બ્રિટિશ લશ્કરની બાબતમાં ઇંગ્લંડ જે સિદ્ધાંત લાદે છે તેનાથી આ વિરુદ્ધ છે — હિંદને અન્યાય કરનારી છે, તેમ જ જેની સામે કશો યોગ્ય જવાબ આપી ન શકાય એવા પ્રહારો માટે આપણી સરકારને ઉઘાડી પાડતી હોવાથી તે ડહાપણભરી નથી.'[1]

**હિંદને ખાતે ચડાવવામાં આવેલા બીજા પરચૂરણ ખરચો**

આ બહારના વિગ્રહોના ખરચ ઉપરાંત 'પર્શિયન મિશન' તથા ચીનના એલચીખાતાનો ખરચ જેવા બીજા અનેક પ્રકારના ખરચો પણ હિંદની મહેસૂલમાંથી વસૂલ લેવામાં આવ્યા હતા. અહીં પણ મિ. રમ્સે મૅકનોડાલ્ડનો અભિપ્રાય ટાંકવા જેવો છે :

> 'મુલ્કી બાજુએ પણ અમુક અંશે વાંધાભર્યા એવા ખરચો કરવામાં આવ્યા છે. એની આંકણી ખરચની રકમના પ્રમાણમાં થઈ શકે એમ નથી. હિંદી વજીરની લંડનમાંની કચેરીનો ખરચ હિંદની મહેસૂલમાંથી લેવામાં આવે છે. સંસ્થાનોની કચેરીનો ખરચ એ રીતે સંસ્થાનો પાસેથી લેવામાં આવતો નથી. શહેનશાહની તથા હિંદી વજીરની હિંદની મુલાકાતનો ખરચ પણ હિંદના કર ભરનારાઓ પાસેથી લેવામાં આવે છે. આ બધા ખરચની રકમ હાલ લગભગ ચાર લાખ પાઉન્ડ જેટલી થાય છે અને તે ધીમે ધીમે વધતી જાય છે. આ બધા સામ્રાજ્યને અંગેના ખરચો છે અને પ્રધાનપણે હિંદી સરકારને તેની સાથે ઝાઝો સંબંધ નથી. હિંદના અંદાજપત્રમાં એ રકમો મૂકવામાં આવે એ વસ્તુ નીચતાભરી અને આપણે માટે સંપૂર્ણપણે અણછાજતી છે.'[2]

કંપનીના ડાયરેક્ટરોએ અખત્યાર કરેલી ભારે વાંધાભરેલી રીતો જેટલી જ વાંધાભરેલી રીતો પણ બ્રિટિશ નાણાખાતાના હિંદ સાથેના વહેવારમાં જોવા મળે છે. ૧૮૫૮ની સાલમાં સ્થાપવામાં આવેલી 'રેડ સી

૧. 'ફાઈનેન્સિયલ ડેવલપમેન્ટ ઇન મૉડર્ન ઇન્ડિયા'માંથી ઉતારો, પા. ૧૩૧.

૨. 'ગવર્મેંન્ટ ઑફ ઇન્ડિયા', પા. ૧૫૫.

ઍન્ડ ઇન્ડિયન ટેલિગ્રાફ કંપની' એનો એક દાખલો છે. બ્રિટિશ નાણા-ખાતાએ એને પચાસ વરસ સુધી સાડાચાર ટકા વ્યાજની બાંયધરી આપી હતી. એકાદ દિવસમાં જ એ લાઇન તૂટી ગઈ અને દર વરસે ભરવાની રકમનો અર્ધો ભાગ હિંદની મહેસૂલમાંથી વસૂલ લેવામાં આવ્યો. એના સંબંધમાં વેલ્બી કમિશન જણાવે છે:

'૧૮૬૧ની સાલમાં એવો કાયદો પસાર કરવામાં આવ્યો હતો કે, હવેથી ટેલિગ્રાફ ચાલુ સ્થિતિમાં રહે એ શરતે વ્યાજની બાંયધરી આપવામાં આવે. લાઈન કામ આપતી બંધ પડવાથી ૧૮૬૨ના બીજા કાયદાથી એની મિલકત નવી કંપનીને સોંપવામાં આવી અને જૂની કંપનીને આપવામાં આવેલી બાંયધરીમાં ફેરફાર કરીને ૪૬ વરસ સુધી છત્રીસ હજાર પાઉન્ડનું વર્ષાસન આપવાનું ઠરાવવામાં આવ્યું. વળી એ કાયદામાં વધુ જોગવાઈ એવી કરવામાં આવી કે વ્યવસ્થા-ખર્ચના અર્ધા વર્ષાસન તરીકે ૪ ઑગસ્ટ, ૧૯૦૮ સુધી હિંદે દર વરસે ૧૮,૦૨૭ પાઉન્ડ બ્રિટિશ તિજોરીને આપવા.'*

ઉપર જણાવેલી વ્યવસ્થા પ્રમાણે ભરપાઈ કરવામાં આવેલી રકમ ચાર ટકાના વ્યાજ સાથે પાછી માગવામાં આવે તો લગભગ વીસ લાખ પાઉન્ડ જેટલી થાય.

## વાર્ષિક લશ્કરી ખરચ

આપણી મહેસૂલનો મોટો ભાગ સરકારનાં પ્રાથમિક કાર્યને અંગે ખરચવામાં આવે છે એ હકીકત જગજાહેર છે. લશ્કરી ખરચ માટે નાણાં મેળવવાને માટે રાષ્ટ્રના ઘડતર માટેની પ્રવૃત્તિઓ પ્રત્યે દુર્લક્ષ કરવાથી દેશને થયેલા નુકસાનની ચર્ચા કરવાનું આ સ્થાન નથી. પરંતુ ૧૮૫૭ની સાલથી હિંદમાંનું લશ્કર દેશનો કબજો રાખનારું લશ્કર રહ્યું છે એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ. બ્રિટનના હિંદ પરના કબજાને સલામત રાખવા માટે એ વરસથી બ્રિટિશ અને હિંદી લશ્કરનું એક ને પાંચનું પ્રમાણ વધારીને આજે એક ને બેનું કરવામાં આવ્યું છે. હિંદ બહાર સામ્રાજ્યના વિગ્રહો માટે જરા પણ અચકાયા વિના અને હિંદમાંથી તેની ગેરહાજરી દરમ્યાન તેની જગ્યાએ બીજું સૈન્ય મૂક્યા વિના જ્યારે જરૂર પડે ત્યારે વત્તાઓછા સમય માટે

* 'ઇન્ડિયન એક્સપેન્ડિચર કમિશન' ૧૮૯૫, પુ. ૨, પા. ૩૭૦.

હિંદી લશ્કરને હિંદબહાર લઈ જવામાં આવતું એ હકીકત પરથી એ વસ્તુ સ્પષ્ટ થાય છે કે સામ્રાજ્યના હેતુઓ માટે હિંદી લશ્કરની કાર્ય-શક્તિ ઉચ્ચકક્ષાએ ટકાવી રાખવામાં આવતી હતી. આમ બ્રિટનના સામ્રાજ્યના હેતુઓ માટે લશ્કર પૂરું પાડવાને અર્થે હિંદનો 'પૂર્વના સમુદ્રોમાં લશ્કરની બરાક' તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. પ્રત્યેક બ્રિટિશ લશ્કરી સિપાઈનો ખરચ હિંદી લશ્કરી સિપાઈના ખરચ કરતાં આશરે ત્રણથી ચાર ગણો અંદાજવામાં આવ્યો હોવાથી હિંદમાંનું લશ્કર કેવળ સંરક્ષણ અને આંતરિક વ્યવસ્થાને માટે અને કેવળ હિંદી સિપાઈઓનું રાખવામાં આવતું હોત તેના ખરચ કરતાં હિંદી સરકારનું લશ્કરી ખરચ ઘણું વધારે રહ્યું છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી હિંદની લશ્કરી જરૂરિયાતના કરતાં વધારે જે ખરચ કરવામાં આવે તે વાજબી રીતે ઇંગ્લંડે ઉપાડવો જોઈએ.

આ ઉપરાંત સામ્રાજ્યની ગણતરીને કારણે કેવળ સ્થાનિક જરૂરિયાતની દૃષ્ટિએ આવશ્યક હોય તેના કરતાં લશ્કરની સાધનસામગ્રીનું ધોરણ ઘણું વધારે ઊંચું રાખવામાં આવે છે. વેલ્બી કમિશનના એક સભ્ય મિ. બુકાનન કમિશનના રિપોર્ટમાંની પોતાની જુદી નોંધમાં જણાવે છે:

> 'એ ક્યારનુંયે દર્શાવી આપવામાં આવ્યું છે કે, દેશના લશ્કરી સંરક્ષણને લાગતીવળગતી બાબતમાં બધો ખરચ હિંદ આપે છે અને ઇંગ્લંડ કશું જ નથી આપતું. અને આમ છતાં હિંદનું લશ્કરી સંરક્ષણ ટકાવી રાખવું એ સામ્રાજ્યનો એક મોટામાં મોટો પ્રશ્ન છે.
>
> 'પૂર્વમાંની સામ્રાજ્યની આપણી લડાઈમાં હિંદનું લશ્કરી બળ એ પ્રધાન અંગ છે. એ બળને કારણે ઇંગ્લંડ એશિયાની એક મહાન સત્તા છે. દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં સીધી અને આડકતરી રીતે હિંદ જે મદદ કરી રહ્યું છે તે ઉપરથી હિંદી લશ્કરનું સામ્રાજ્યની દૃષ્ટિથી કેટલું મૂલ્ય છે એનો જબરદસ્ત અને નક્કર પુરાવો મળી રહે છે. કટોકટીને પ્રસંગે ૬૦૦૦ જેટલા યુદ્ધ માટે સુસજ્જ બ્રિટિશ સૈનિકો હિંદમાંથી તુરતોતુરત નાતાલ મોકલવામાં આવ્યા હતા. એ પછી બીજા સૈનિકો પણ મોકલવામાં આવ્યા હતા અને યુદ્ધને અર્થે મોરિશિયસ, સિલોન, સિંગાપોર અને બીજાં સ્થાનોમાંથી બ્રિટિશ

લશ્કર ખસેડી લેવામાં આવ્યું છે તેમને સ્થાને હાલ હિંદી સિપાઈ-ઓની ટુકડીઓ મૂકવામાં આવી છે.

'એથી કરીને, સામાન્ય દૃષ્ટિથી જોતાં તેમ જ હિંદનું લશ્કરી બળ સામ્રાજ્યને કુશળતાપૂર્વક જે મદદ કરી શકે તેનો તાજેતરનો આપણો અનુભવ જોતાં હિંદનું બળ એ સામ્રાજ્યનું બળ છે એ હકીકત નિઃશંક પુરવાર થઈ ચૂકી છે અને સામ્રાજ્ય માટેની એ ફરજ બજાવવામાં એના ખરચના બોજાનો અમુક હિસ્સો ઇંગ્લંડની તિજોરીએ ઉપાડવો જોઈએ એવો દાવો હિંદ વાજબી રીતે કરી શકે એમ છે. એ ખરચની રકમ ફાળવવાની પદ્ધતિ શોધવામાં મુશ્કેલીઓ હોય એ સંભવિત છે, પરંતુ હિંદના દાવાના ન્યાયીપણા વિષે શંકાને લવલેશ સ્થાન ન હોઈ શકે.'*

તે વખતના નાણાપ્રધાન સર ઓકલેન્ડ કેલ્વીને ૧૮૮૫–૮૬ના પોતાના નાણાકીય નિવેદનના ૧૩૬મા પૅરામાં વાર્ષિક કુલ લશ્કરી ખરચ (લડાઈના ખરચ સિવાય) પંદર કરોડ રૂપિયા અંદાજ્યો હતો. તેમણે જણાવ્યું કે, 'આ હિંદ ને ઇંગ્લંડનો સામાન્ય લશ્કરી ખરચ ગણી શકાય.' આ વસ્તુ લશ્કરી ખરચ માટે હિંદી સરકારને ધોરણ પૂરું પાડે છે. એનો કિંમતના વધારાઘટાડા સાથે મેળ બેસાડવાનો હોય છે. એ રીતે મેળ બેસાડતાં લશ્કરી ખરચ માટે આપણને ખરચનું નીચેનું ધોરણ મળી રહે છે:

| | |
|---|---|
| ૧૮૫૯–૬૦થી ૧૮૯૯–૧૯૦૦ | ૧૫ કરોડ |
| ૧૯૦૦–૦૧થી ૧૯૧૪–૧૫ | ૨૦ કરોડ |
| એ પછી | ૩૦ કરોડ |

આ ધોરણે ગણતરી કરતાં સામ્રાજ્યના હેતુઓ માટે હિંદી લશ્કરના રાખવા માટેનો વધારાનો ખરચ — જે ઇંગ્લંડે ઉપાડવો જોઈતો હતો — ૭ અબજથી કંઈક વધારે થાય છે. હિંદના કર ભરનારાને ન્યાય કરવાને ખાતર આ રકમ પણ હિંદને પાછી ભરી આપવી જોઈએ.

## ખોટી રીતે ઉધારેલી રકમનું વ્યાજ

લેવડદેવડના વહેવારના સિદ્ધાંતની દૃષ્ટિથી જોતાં ખોટી રીતે ઉધારવામાં આવેલી રકમને અંગે ભરવામાં આવેલું વ્યાજ ભરપાઈ

* 'ઇન્ડિયન એક્સપેન્ડિચર કમિશન' ૧૮૯૫, પુ. ૪, પા. ૧૪૯.

કરી આપવું જોઈએ. જો હિંદનું મૂળ દેવું ખોટું પુરવાર થાય તો એવી રીતે ઉધારવામાં આવેલી રકમને અંગે જે નાણાં ભરવામાં આવ્યાં હોય તે ભરપાઈ કરી આપવાની માગણી કરવી એ ન્યાય્ય છે.

ભરવામાં આવેલા આ વ્યાજની માગણી કરવામાં ફલિત થતી ખોટનો નહીં પણ સાચી ખોટ ભરપાઈ કરી આપવાનો દાવો કરવામાં આવે છે. આવા દાખલામાં ખુદ વ્યાજભરપાઈ જ ભૂલથી ભરવામાં આવેલી મુદ્દલ રકમ છે અને તેથી કરીને એ પાછી માગવાનો દાવો કરવામાં આવે છે.

ઉધારવામાં આવેલી રકમ પહેલેથી જ યોગ્ય પક્ષને ખાતે ઉધારવામાં આવી હોત તો એ વ્યાજ ઈંગ્લંડની તિજોરીમાંથી ભરવું પડત. એટલા પ્રમાણમાં ઈંગ્લંડની તિજોરી પરનો બોજો હળવો થયો હતો અને તેથી કરીને એ માગણીનો અર્થ એટલો જ છે કે, મૂળે જેણે એ રકમ ભરવી જોઈતી હતી તેની પાસેથી હાલ એ રકમ પાછી આપવા માટે દાવો કરવામાં આવે છે. લેવડદેવડના કડક વહેવાર પ્રમાણે તો એ રકમનું કેવળ સાદું વ્યાજ જ નહીં પણ તેના વ્યાજનું વ્યાજ પણ એટલે કે ચક્રવૃદ્ધિ વ્યાજ આપવું જોઈએ. પણ અત્યારે તો ખરેખાત જે રકમ હિંદની તિજોરીમાંથી લઈ લેવામાં આવી હોય તે જ પાછી ભરપાઈ કરવાની માગણી કરવામાં આવે છે.

વ્યાજ દર વરસે ચૂકવવામાં આવતું હતું એટલે ૭૦ વરસ કરતાંયે વધારે મુદત સુધી ભરપાઈ કરવામાં આવેલી એ રકમનો દાવો મૂળે ઉધારવામાં આવેલી રકમ કરતાં ત્રણ ગણો થાય. પણ એનો કશો ઉપાય નથી. ખુદ અંગ્રેજોએ મૂળ ઉધારવામાં રકમ સામે અનેક વાર વિરોધ કર્યો હતો તે છતાં દર વરસે લેણી રકમ ચીવટપૂર્વક વસૂલ કરવામાં આવતી હતી.

સરકારી લોનના વ્યાજના દર વખતોવખત સાડા ત્રણ ટકાથી સાત ટકા સુધી વધઘટ થયા કરતા હતા એટલે કયા દરનો દાવો કરવો જોઈએ એ નક્કી કરવું મુશ્કેલ છે. સરકારી લોનનો સરેરાશ દર ચાર ટકા થવા જાય છે અને એ રકમો પર ઇંગ્લંડ પાસેથી ચાર ટકાના સાદા વ્યાજના દરની માગણી એ ગેરવાજબી ગણી

શકાય એમ નથી. બહારના વિગ્રહોના ખરચની રકમ, ઈસ્ટ ઇન્ડિયા કંપનીની મૂડી તથા વ્યાજની રકમ ભરપાઈ કરવા માટેની રકમ તથા યુદ્ધને અંગેની 'ભેટ'ની રકમ પરનું વ્યાજ એ રીતે ગણતાં પાંચ અબજ અને સિત્તેર લાખ થાય છે. ૧૮૬૦ની સાલથી ભરવામાં આવેલા વ્યાજની કુલ રકમ બાર અબજ કરતાં વધારે થાય. એટલે આપણી માગણીની રકમ ઇંગ્લંડની તિજોરીનો બોજો હળવો કરવા માટે આપણી મહેસૂલમાંથી ભરવામાં આવેલી રકમની અરધી રકમ જેટલી થાય.

# ૪

# આધુનિક સમય

## ભેટની યુક્તિ

યહૂદીઓની પરંપરામાં 'કોરબન' નામની એક પ્રથા ચાલી આવે છે જેનો અર્થ ભેટ થાય છે. એ પ્રથા એવી છે કે, પુત્ર જો પોતાની મિલકત 'કોરબન' તરીકે જાહેર કરે તો તેનાં માબાપને તેનો ઉપયોગ કરવાનો હક રહેતો નથી. એ પછીથી પુત્ર પોતાનાં માબાપનું પાલનપોષણ કરવાની ફરજમાંથી મુક્ત થાય છે. પોતાની ફરજમાંથી મુક્ત થવા માટેનો આ એક રસ્તો છે. વીસમી સદીના જાગૃતિના જમાનામાં ઉઘાડા પડવામાંથી બચી જવા માટે ઇંગ્લંડને આવી જ કંઈક યુક્તિ શોધવી પડી હતી. પહેલા મહાયુદ્ધ દરમ્યાન ઇંગ્લંડને હિંદમાં અઢળક ખરચ કરવો પડ્યો હતો પણ ઇંગ્લંડની સરકાર એ બોજો ઉપાડવાને તૈયાર નહોતી. એથી તેણે દિલ્હીમાંના પોતાને આધીન પોતાના આડતિયાઓને એટલે કે હિંદી સરકારને એ નાણાં હિંદે ઇંગ્લંડને આપેલી ભેટ છે એમ જાહેર કરવા ફરમાવ્યું. હિંદ અને ઇંગ્લંડ વચ્ચેના લેણદેણના વહેવારને અંગે તપાસ કરવાને રાષ્ટ્રીય મહાસભાએ નીમેલી સમિતિએ આ 'ભેટ' સામે વાંધો ઉઠાવ્યો હતો. મુંબઈ સરકારના બે માજી ઍડવોકેટ

જનરલો એ સમિતિના સભ્યો હતા. ૧૯૩૧ની સાલમાં બહાર પડેલા સમિતિના રિપોર્ટમાં જણાવ્યા મુજબ તેમનો એવો અભિપ્રાય છે કે, જે કાયદા પ્રમાણે હિંદી સરકારનું સંચાલન થાય છે તે જોતાં હિંદની મહેસૂલમાંથી બ્રિટનને ભેટ આપવાનો તેને કશો હક નથી. એથી કરીને એવી ભેટો ગેરકાયદેસર છે. પણ ઇંગ્લંડ જે કરવા ચહાતું હોય તે કરતાં તેને કયો કાયદો રોકી શકે એમ છે? દુનિયાની સુલેહશાન્તિ જાળવનાર તથા અણુબોમ્બ બનાવનાર અમેરિકા સાથે મળીને કાર્ય કરનાર તે દુનિયાનો પ્રથમ પંક્તિનો સત્તાધારી દેશ નથી કે? એટલે એવું ફલિત થાય છે કે, તે કાયદાથી પર છે અને તે જે કરે તે યોગ્ય જ છે!

ખરેખાત નાણાં ચૂકવવામાં આવ્યાં — જેનો અમુક ભાગ આપણે ખાતે ઉધારવામાં આવ્યો છે — તે ઉપરાંત બીજી રીતે પણ ઇંગ્લંડ જાણ્યેઅજાણ્યે આપણું કરજદાર બન્યું છે. સરકારની હૂંડિયામણની નીતિ તથા ૧૯૨૦–૨૧ સાલની રિઝર્વ કાઉન્સિલની કાર્યવાહીથી હિંદને ભારે રકમની ખોટ ખમવી પડી છે. એ એક વરસમાં જ સાડી ત્રેવીસ કરોડની ખોટ ગઈ હતી.

હૂંડિયામણના પ્રશ્નની બાબતમાં મિ. મૅકડોનાલ્ડ લખે છે:

'હિંદને અન્યાય કરનારી હોઈને હિંદી સરકારના ખરચની બીજી એક બાબત ધ્યાન આપવા લાયક છે. લાંબા સમય સુધી સોનાની સરખામણીમાં રૂપિયાનું મૂલ્ય એક ને દશના પ્રમાણમાં રહ્યું હતું. દાખલા તરીકે ૧૮૭૩–૭૪ની સાલમાં ઇંગ્લંડમાં રૂપિયાનું વિનિમયમૂલ્ય બે શિલિંગનું હતું. ધીમે ધીમે એનું મૂલ્ય ઘટતું ગયું અને તે અઢી પેન્સ જેટલું ઓછું થઈ ગયું. એ મૂલ્ય એકધારી રીતે ઘટતું જ ગયું. રૂપિયાના મૂલ્યમાં એક પેન્સનો ઘટાડો થાય એટલે હિંદનું દેવું એક કરોડ રૂપિયા જેટલું વધે. એ દેવું સોનાથી પતાવવાનું હતું. ૧૮૯૫ની સાલમાં રૂપિયાનું મૂલ્ય ૧·૧ પેન્સ જેટલું ઘટયું. ટંકશાળો બંધ કરવામાં આવી અને પ્રતીકરૂપ રૂપિયો ચલણમાં દાખલ કરવાની નીતિનો આરંભ થયો. એનું મૂલ્ય એક શિલિંગ ચાર પેન્સ રાખવામાં આવ્યું હતું. જે અમલદારોને ઇંગ્લંડ નાણાં મોકલવાનાં હતાં તેમને આથી ભારે ફટકો પડયો. ૧૮૯૩ની સાલથી, હૂંડિયામણના વળતર અંગેના વધારાને નામે મોટા ભાગના

અંગ્રેજ અધિકારીઓના પગાર વધારવામાં આવ્યા. વળી ૧૯૧૨ની સાલમાં રૂપિયાનું મૂલ્ય નક્કી કરવામાં આવ્યું તે કારણે સરકારે હૂંડિયામણના વળતર જેટલો અંગ્રેજ અમલદારોનો પગાર વધારવાનો નિર્ણય બહાર પાડ્યો. હિંદના કર ભરનારાઓને આ પણ અન્યાય કરનારું છે. અમલદારને સોસવું ન પડવું જોઈએ એ વાત સાચી, પણ હૂંડિયામણની ગણતરીઓને લીધે તેના સાચા પગાર પર અસર થાય એ હિંદને લાગતીવળગતી બાબત નથી પણ સામ્રાજ્યને લાગતીવળગતી બાબત છે. અને આ વધારાની આપવામાં આવતી રકમ બ્રિટિશ તિજોરીમાંથી આપવી જોઈએ.

'સાચે જ, એ પ્રશ્ન એના કરતાં પણ વધારે વ્યાપક છે. હિંદના હૂંડિયામણને આવો ભારે આંચકો ખમવો પડ્યો ત્યારે ચાંદીના ચલણવાળા બધા દેશોની એ દશા થઈ હતી. પણ હિંદને આંચકો લાગ્યો તેને માટે ઘણે અંશે હિંદમાંની બ્રિટિશ નીતિ જવાબદાર હતી અને હિંદે બ્રિટનને પૈસા ભરવા પડતા તેને કારણે તેની મુશ્કેલીમાં ભારે વધારો થયો.

'હૂંડિયામણ અંગેનો વાદવિવાદ મોટાં મોટાં થોથાં ભરાય એટલો લાંબો, ગૂંચવણભર્યો અને કેટલીક બાબતોમાં ન સમજાય એવો છે. પણ રૂપિયાના પ્રશ્નમાં કટોકટી પેદા કરવા માટે આ દેશની નીતિ જવાબદાર હોવાને કારણે રૂપિયાના વિનિમયમૂલ્યના ઘટાડાની આખી રકમ હિંદ પાસે ભરાવવી જોઈતી નહોતી, અને કંઈ નહીં તો હિંદી સરકારને લંડનની સરકારને નાણાં ભરવામાં ખમવી પડતી ખોટ અને હિંદમાંના તેના પોતાના નોકરોને આપેલી વળતરની રકમ તો તેની પાસેથી ખસૂસ ન જ લેવી જોઈએ.'*

આ પરચૂરણ ખરચને અંગેની લેણી રકમનો દાવો એક અબજ કરતાં વધારે થવા જાય.

## ટ્રસ્ટની મિલકતનો અંગત લાભને માટે દુરુપયોગ

આ નાણાં અંગેના વહેવાર ઉપરાંત હિંદના ટ્રસ્ટી તરીકે ખપનાર ઇંગ્લંડ ટ્રસ્ટની મિલકતનો પોતાના અંગત લાભને અર્થે ઉપયોગ કરવાનો પ્રયત્ન કરતું આવ્યું છે. આઈ. સી. એસ. એટલે કે હિંદના સનંદી નોકરો તથા આઈ. પી. એસ. એટલે હિંદના

* 'ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા', પા. ૧૫૬.

પોલીસ ખાતાના નોકરો બ્રિટિશ સરકારના હિંદમાંના એજંટો બનીને રહ્યા છે. ક્લાઇવના અમલના સમયના લૂંટારુ અમલદારોને જે મળતર થતું હતું તે લક્ષમાં રાખીને તેમને પગાર આપવામાં આવે છે. આ પગારો આપણા દેશવાસીઓની આવક સાથે કશો મેળ બેસી ન શકે એટલા જબરદસ્ત છે. પણ આજે જ્યારે સાચી રાષ્ટ્રીય સરકાર આવવાની તૈયારી છે એવે સમયે બ્રિટિશ સામ્રાજ્યના આ એજંટો ગભરાઈ ઊઠ્યા છે અને હિંદની રાષ્ટ્રીય સરકારની નોકરી કરવાને તેઓ તૈયાર નથી. અને જુઓ તો ખરા, વ્હાઇટ હૉલના તેમના માલિકો સામ્રાજ્યવાદી બ્રિટનનો આશરો તેઓ ખોઈ બેસે એટલા માટે તેમને વળતર આપવા ચાહે છે! અને અહીં પણ પોતાની પરંપરાને અનુસરીને, એ બદલો આપવાની જવાબદારી પોતે ઉઠાવવાને બદલે બદલાની જે રકમ તેઓ નક્કી કરે તે હિંદ પાસે અપાવવાનો તેઓ પ્રયાસ કરી રહ્યા છે.

છેલ્લા મહાયુદ્ધમાં હિંદ પડવા માગતું નહોતું, છતાં આપણા લાખ્ખો માણસોને ભરમાવીને બ્રિટિશ વાવટા નીચે લડવાને માટે લઈ જવામાં આવ્યા હતા. એ માણસોને હવે લશ્કરમાંથી ફારેગ કરવામાં આવે છે. એમને કોણે બદલો આપવો જોઈએ — હિંદે કે ઇંગ્લંડે? પણ પોતાના સમર્થ 'ટ્રસ્ટી' આગળ હિંદ લાચાર છે અને તેથી આ સૈનિકોએ ઇંગ્લંડની સેવા બજાવી તે બદલ તેમને હિંદની જમીન આપવામાં આવે છે. આપણને થાય છે કે, હિંદની જમીનના નાના નાના ટુકડાઓમાંથી થોડી થોડી જમીન તેમને બદલા તરીકે આપવામાં આવે તેના કરતાં કૅનેડા અને ઑસ્ટ્રેલિયાના અફાટ પ્રદેશોમાંથી તેમને થોડો હિસ્સો કેમ નહીં આપવામાં આવતો હોય!

## ૫

# બીજાની મિલકત ઘરાણે મૂકવાનો યુગ

### સ્ટર્લિંગ લેણું

બ્રિટનને જોઈતાં નાણાં હિંદને ભોગે મેળવવા માટે યોજનામાં આવેલી ભિન્ન ભિન્ન યુક્તિઓ આપણે આગળનાં પ્રકરણોમાં જોઈ ગયા. પોતે કરેલી નગ્ન લૂંટથી સામ્રાજ્યના શિલ્પી કલાઇવે આ પરંપરા શરૂ કરી હતી. કંઈ નહીં તો એ લૂંટ છડેચોક કરવામાં આવી હતી એટલા ખાતર પણ એ પ્રશંસાપાત્ર હતી. તેના અનુગામીઓએ અખત્યાર કરેલી પદ્ધતિ વહેવારના સાચા હેતુઓને ઉત્તરોત્તર વધુ ને વધુ અણછતા રાખતી જતી હતી. કલાઇવને પગલે ચાલનાર ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ વેચવા માટે ઈંગ્લંડ માલ મોકલવા માટે હિંદની મહેસૂલનાં નાણાંનો ઉપયોગ કરીને હિંદની ધનદોલત ઈંગ્લંડ પહોંચાડવાની વધારે સગવડભરી પણ અણછતી રીત અખત્યાર કરી. બ્રિટિશ નાણાખાતાએ આ રીતમાં સુધારો કર્યો. હિસાબ લખવાની યુક્તિભરી પદ્ધતિથી તેણે ન્યાયની દૃષ્ટિએ જે ખરચ ઈંગ્લંડે ઉપાડવો જોઈએ તે સામ્રાજ્યના વિગ્રહોનો અને બીજો અનેક પ્રકારનો ખરચ હિંદને ખાતે ઉધાર્યો. આંકડાઓના શંભુમેળામાંથી હકીકતો ખોળી કાઢવાનું એક સામાન્ય માણસને માટે અશક્ય છે. પહેલા મહાયુદ્ધ દરમ્યાન એથીયે વધારે સારી અને સરળ પદ્ધતિ ખોળી કાઢવામાં આવી. હિંદી સરકાર જે બ્રિટિશ સરકારને તાબેદાર હતી તેણે ‘સ્વેચ્છાપૂર્વકની ભેટ’ આપ્યાથી યુદ્ધના ખરચની મોટી રકમ માંડી વાળવામાં આવી. આ રીતે, જે દેવાનો ઇન્કાર કરવા સમાન હતું તે વસ્તુને રૂડી અને પ્રતિષ્ઠિત દેખાડવામાં આવી.

હિંદનાં નાણાંથી બ્રિટનને મદદ કરવાની યોજનાના છેલ્લા તબક્કા માટે આપણે બીજા મહાયુદ્ધ તરફ નજર કરવી જોઈએ.

આ રીતે, દેશમાંથી લઈ જવામાં આવેલા માલને બદલે જામીનગીરીનાં કાગળિયાં મૂકીને પ્રામાણિક લેવડદેવડનો દેખાવ કરવામાં આવ્યો. જોકે એ લેણાથી હિંદને કશો લાભ થાય એવી સગવડ આપવામાં આવી નહોતી. આ પદ્ધતિ સાવ સીધીસાદી હતી. રિઝર્વ બૅંકની આ એક ખામી છે.* ચલણી નોટની પાછળ અનામત થાપણ રાખવાની જોગવાઈ કરતી વખતે જેનું અસલ મૂલ્ય હોય છે એવી સોનાની લગડીઓ તથા જે કેવળ બ્રિટનની શાખ દર્શાવે છે એવી સ્ટર્લિંગ જામીનગીરીઓ એ બંનેને કાયદામાં સમાન ધોરણે મૂકવામાં આવી છે. આ નાણાકીય સંગીન સિદ્ધાંતોની વિરુદ્ધ છે. હદ બહારના પ્રમાણમાં ચલણી નોટોને ચલણમાં મૂકવા માટે આ ચતુરાઈભરી યુક્તિનો લાભ ઉઠાવવામાં આવ્યો. 'સ્ટર્લિંગ જામીનગીરી'ના મોટા નામથી અંગ્રેજોની કેવળ કાગળ પરની પહોંચ હિંદની રિઝર્વ બૅંકમાં અનામત મૂકીને એટલી જ કિંમતની ચલણી નોટો છાપી નાખવામાં આવી. આમ સહેલાઈથી ઉત્પન્ન કરેલી ખરીદ-શક્તિ વડે અનુકૂળ આવે એવા બાંધેલા ભાવથી અનાજ, શણ અને ચા વગેરે કીમતી વસ્તુઓ ખરીદવામાં આવી અને 'યુનાઈટેડ કિંગ્ડમ કૉમર્શિયલ કૉર્પોરેશન' નામની ખાસ ઊભી કરવામાં આવેલી સરકારની આડત મારફતે એ બધો માલ પરદેશ ચડાવવામાં આવ્યો. આ યુક્તિથી, ખાતું પાડી આપીને ઇંગ્લંડે ઉપયોગી વસ્તુઓ મેળવી અને આવાં કાગળિયાં લઈને હિંદને પોતે ઉત્પન્ન કરેલો માલ આપી દેવાની ફરજ પાડવામાં આવી. એના બદલામાં બહારથી આયાત કરીને અથવા દેશમાંનું ઉત્પાદન ત્વરિત કરીને માલનું પ્રમાણ વધાર્યા વિના ચલણી નોટોનું મૂળ પ્રમાણ વધારીને સાતગણું કરવામાં આવ્યું. આને પરિણામે દેશમાં પહેલાં કદી જોયેલી નહીં એવી ચલણના ફુગાવાની પરિસ્થિતિ પેદા થઈ. હિંદી સરકારને ખાતે જે

* હિંદની રિઝર્વ બૅંકના કાયદાની (૩૩મી) કલમની ચલણની અનામતો અંગેની પેટા કલમ (૨ માં) એવી જોગવાઈ કરવામાં આવી છે કે, અનામતના કુલ ભંડોળનો ઓછામાં ઓછો $\frac{2}{5}$ જેટલો ભાગ સોનાના સિક્કા, સોનાની લગડી અથવા સ્ટર્લિંગ જામીનગીરીનો બનેલો હશે.

અઢળક સ્ટર્લિંગ જામીનગીરીઓ એકઠી થઈ છે તેનો ઉલ્લેખ કરતાં હિંદી સરકારની ઉદારતાથી બ્રિટનને મળેલી આર્થિક રાહત તરફ બ્રિટનના નાણાપ્રધાને આમની સભાનું લક્ષ ખેંચ્યું હતું. ભૂખે મરતી હિંદની મૂગી કરોડોની આમજનતાને ભોગે દર્શાવવામાં આવેલી ખરી ઉદારતા!

## યુ. કિં. કૉ. કો.એ ભજવેલો ભાગ

યુનાઈટેડ કિંગડમ કૉમર્શિયલ કોર્પોરેશને આ મોટા પાયા પરના નાણાકીય વહેવારમાં જે ભાગ ભજવ્યો હતો તે સંબંધમાં તે મંડળના પ્રમુખ સર ફ્રાંસિસ જોસેફે લંડનમાં કહ્યું હતું કે, '૧૯૪૦ના જૂનમાં એ મંડળે હિંદમાં કાર્ય કરવા માંડયું ત્યારે નજીકના મધ્યપૂર્વના દેશોમાં અનેક પ્રકારનો માલ ઝડપથી પહોંચાડવાની જરૂર હતી. . . . સંયુક્ત રાષ્ટ્રો માટે માલ મેળવવા માટેનું હિંદ એ એક મોટું મથક હતું. હિંદી સરકારની મદદથી જેની તાકીદની જરૂર હતી એવો બધો માલ આ મંડળે ત્યાંથી વિના વિલંબે ખરીદવા માંડયો. હિંદમાંથી તત્કાળ ઘઉં મોકલવામાં આવ્યા તેને લીધે ૧૯૪૧ની વસંત ઋતુમાં તથા ઉનાળાના આરંભમાં ઈરાન દુકાળની આફતમાંથી બચી ગયું. ઈરાનને હિંદમાંથી ખાંડ અને ચા જેવા ખાદ્ય પદાર્થો, સુતરાઉ કાપડ જેવો તૈયાર માલ તથા બીજો કાચો માલ મળ્યો. માલના હજારો ટનના જથ્થાથી માંડીને દવાઓનાં નાનાં નાનાં પારસલો સુધીનો તથા જથાબંધ સિમેન્ટ વગેરે ઈરાન મોકલવામાં આવ્યાં. સીરિયા અને પૅલેસ્ટાઈન જેવા મધ્યપૂર્વના બીજા દેશોને પણ હિંદમાંથી માલ મળ્યો. તુર્કીને હિંદમાંથી લોખંડ, પોલાદ, સૂતર, કંતાન, કોથળા, દોરડાં તથા ચામડાં વગેરે માલ મળ્યો હતો. . . . રશિયાની જરૂરિયાતનો અમુક ભાગ હિંદમાંથી પૂરો પાડી શકાય એ સ્પષ્ટ હતું. મોટા જથામાં અને તાકીદથી મોકલવા માટેના માલની એક લાંબી યાદીનો ઑર્ડર મૂકવામાં આવ્યો. એ યાદીમાં શણના કોથળા, શણનાં દોરડાં, સૂતરાઉ કૅન્વાસ, ચામડાં, સેલેક, ચા, મગફળી, તંબાકુ અને ગ્રેફાઈટ વગેરે વસ્તુઓનો સમાવેશ

થતો હતો. કેટલા ટન માલ મોકલવામાં આવ્યો એની વિગત આપવી શક્ય નથી, પણ તાજેતરમાં જ એક કરોડ દશ લાખ શણના કોથળાનો ઑર્ડર મૂકવામાં આવ્યો હતો તે પરથી રશિયા માટે હિંદમાં કેટલા મોટા પ્રમાણમાં માલની લેવડદેવડ કરવામાં આવી હતી તેનો ખ્યાલ આવશે.'

આ તો 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' એના જેવું થયું. ઈરાનને આપણે દુકાળમાંથી બચાવીએ પણ જે આજે અધભૂખ્યું રહે છે અને પહેરવાને જેની પાસે પૂરતાં કપડાં નથી એવા હિંદમાંથી સ્ટર્લિંગ જામીનગીરીઓ આપીને અને તે પણ સરકારે બાંધેલા ભાવે આ બધો ખોરાક અથવા બીજી કીમતી વસ્તુઓ ઝૂંટવી લઈ જવી જોઈતી નહોતી. બદલામાં હિંદને કોઈ પણ પ્રકારનો માલ મળ્યો નહીં. કેવળ એ હકીકત જ ચલણનો ફુગાવો કરવા માટે પૂરતી છે, કેમ કે પરદેશ મોકલવામાં આવેલો આ માલ વધારાનો માલ નહોતો પણ મોટે ભાગે દેશની સામાન્ય જરૂરિયાતને પહોંચી વળવા પૂરતો જ હતો. અરધા ભૂખે મરતા અને પૂરતાં કપડાં વિનાના હિંદને તો કોઈ પણ સંજોગોમાં ઇંગ્લંડને રૂપિયાનું ચલણ પૂરું પાડવાનું કહેવું જોઈતું નહોતું.

ગવર્નર-જનરલના ઑર્ડિનન્સો દ્વારા સામાન્ય અંકુશો દૂર કરીને બ્રિટન માટે યુદ્ધને અંગે જરૂરી માલ ખરીદવાનાં નાણાં મેળવવા માટે હિંદનું કાગળનું ચલણ વધારવામાં આવ્યું.

### સ્ટર્લિંગ કાગળિયાંની બિનસલામતી

'સ્ટર્લિંગ જામીનગીરીઓ' કેવળ ઇંગ્લંડની શાખ દર્શાવે છે અને પરિણામે તે પાડી આપેલા ખાતા જેવી છે એ વસ્તુ અમે આગળ દર્શાવી ગયા છીએ. ખાતાનું મૂલ્ય ખાતું પાડી આપનારની શાખ પર અવલંબે છે. અને દેવાદારની લેણદેણની સ્થિતિની અસર એ શાખ પર પહોંચે છે. દેણદાર એટલે કે ઇંગ્લંડ યુદ્ધને અંગે દર વરસે સરેરાશ પાંચ અબજ પાઉન્ડ લેખે ખરચ કરે છે અને આ જબરદસ્ત ખરચને પહોંચી વળવાને માટે પરદેશોમાંનાં પોતાનાં કરોડો પાઉન્ડનાં રોકાણો વેચી દેવાની તેને ફરજ પડી છે. ઉત્તરોત્તર

ઘટતી જતી શાખની આ ખરેખર જોખમભરી સ્થિતિ છે. યુદ્ધ બાદ દશકાઓ સુધી આ સ્ટર્લિંગ જામીનગીરીઓ સ્થગિત રહેવાની હોય તે જોતાં આવા દેણદારે પાડી આપેલા ખાતાની ઝાઝી કિંમત નથી. આ જામીનગીરીઓ જો વટાવી ન શકાય — ઇંગ્લંડના શરાફો એવું ચાહે છે — એમ હોય તો ઇંગ્લંડની મરજી અને તેની સગવડ હોય તે સિવાય પરદેશમાંથી માલ ખરીદવા માટે હિંદ એનો ઉપયોગ ન કરી શકે. આ રીતે નાણાકીય બાબતોમાં ઇંગ્લંડને અનુકૂળતા કરી આપવા માટે હિંદની પરાધીનતાનો ગેરલાભ ઉઠાવવામાં આવ્યો છે અને ન્યાયની દૃષ્ટિએ તેને જે મળવું જોઈએ તેનાથી તેને વંચિત રાખવામાં આવ્યું છે.

## ખરીદશક્તિની સ્થિરતા

આપણા દેશ માટે સ્થિર ચલણની જરૂરિયાત ઘણી ભારે છે. આપણે જોયું કે, આપણી જરૂરિયાતોનો ખ્યાલ રાખ્યા વિના ચલણી નોટોનું પ્રમાણ વધાર્યે જવામાં આવે છે. નાણાની ખરીદશક્તિમાં એ વસ્તુ ઊથલપાથલ કરી મૂકે છે. નાણાની ખરીદશક્તિ સ્થિર રાખવા માટે ખેતીપ્રધાન દેશને નક્કર અનામતવાળા ચલણની જરૂર હોય છે, ઉદ્યોગપ્રધાન દેશને એવી જરૂર હોતી નથી કેમ કે એવા દેશોમાં ચલણની બાબતમાં વખતનું તત્ત્વ ઝાઝો ભાગ ભજવતું નથી. મૂડીદારને વેચેલા માલનાં નાણાં મળે છે અને તરત જ તે બેંકમાં ભરી દે છે. મજૂરોને મળતી મજૂરીનાં નાણાંનો ઉપયોગ એક અઠવાડિયું કે મહિનાની અંદર એટલે કે નાણાંના મૂલ્યમાં કશો ફેરફાર થવા પામે તે પહેલાં વપરાશની વસ્તુઓ ખરીદવામાં તેઓ કરે છે. પણ ખેતીપ્રધાન દેશમાં ખેડૂત લણણી પછી પોતે પકવેલો માલ વેચે છે અને ગામડામાં બેંકની સગવડ ન હોવાથી માલનાં તેને મળેલાં નાણાં તે બીજી લણણીના સમય સુધી સાચવી રાખે છે. એથી કરીને જેની અસલ કિંમતમાં ફેરફાર ન થાય અને સુગમતાથી સંઘરી શકાય એવી વસ્તુ તેની પાસે હોય એ જરૂરનું છે. આમ હોઈને, ખેડૂતોની નાણાંનો સંઘરો કરી રાખવાની ટેવ એ તેમની અસાધ્ય

અવળચંડાઈ નથી પણ તેમના ધંધાના ફસલી સ્વરૂપમાંથી પેદા થતી અનિવાર્ય જરૂરિયાત છે. ખેડૂતોનો પાકેલો માલ લઈને તેને વેચી આપે અને એ દરમ્યાન તેને જોઈતાં નાણાં આપે એવી બહુવિધ સહકારી મંડળીઓની ઠેરઠેર કાર્યસાધક વ્યવસ્થા કરવામાં આવે તો સંઘરાની ટેવનો ઉપાય થઈ શકે. ગામડાંના લોકો માટે આવી સગવડની જોગવાઈ કરવામાં ન આવે ત્યાં સુધી આ જાતનો સંઘરો ખેડૂતની મૂળભૂત જરૂરિયાત પૂરી પાડે છે અને એને માટે તેને જોઈતું સોનું મળી રહેવું જોઈએ. આજની અર્થવ્યવસ્થામાં સંઘરાના સ્થાન વિષેની સમજ વિના તેને ઉતારી પાડવું એ કેવળ અજ્ઞાન અને નિષ્ઠુરતા ઉઘાડી પાડે છે.

આપણો દેશ ખેતીપ્રધાન છે એટલે અહીં આગળ સોનું બેવડો હેતુ સાધે છે: (૧) વિનિમયના સાધન તરીકે, અને (૨) ખરીદશક્તિના સંઘરા તરીકે. ઘણી વાર પહેલા કરતાં બીજો હેતુ વધારે મહત્ત્વનો બની જાય છે. આપણી આમ જનતા વ્યાજ પર જીવવાને માટે પોતાનાં નાણાંનું રોકાણ કરતી નથી. તેમની મૂડી જેમની તેમ રહે એટલાથી તેઓ સંતુષ્ટ રહે છે. એથી કરીને, ચલણી નોટોની પાછળની અનામત થાપણ આ રીતે ઊડી ગઈ અને ચલણી નોટોના મૂલ્યમાં ઘટાડો થયો એની આપણા દેશમાં ભારે અસર પહોંચી છે. જર્મની જેવા ભારે ઔદ્યોગિક દેશમાં સુધ્ધાં સંજોગોના માર્યા લોકો સંઘરો કરવા લાગ્યા હતા. ફુગાવાની સ્થિતિ જ્યારે છેક બગડી ગઈ ત્યારે જર્મન લોકોએ ઝડપથી પોતાનાં નાણાં ખરચી નાખ્યાં અને જે કંઈ માલ મળી શકે તે તેમણે ખરીદી લીધો અને ભવિષ્યના ઉપયોગ માટે પોતાની ખરીદ-શક્તિ સંઘરી રાખી. ભવિષ્યના ઉપયોગ માટે ખરીદશક્તિ સંઘરી રાખવા માટેના સાધન તરીકે પોતે જેનો કદી પણ ઉપયોગ કરી શકે એમ નહોતું એવાં યંત્રો તથા ઉત્પાદનનાં ઓજારો સુધ્ધાં ખેડૂતોએ ખરીદી લીધાં હતાં. આપણા ચલણનું આ કાર્ય ઘણી વાર આપણા ધ્યાન બહાર જતું રહે છે. ચલણનું આ કાર્ય કરવા માટે પૂરતા પ્રમાણમાં સોનું અનામત રાખીને આપણા ચલણનું અસલ

મૂલ્ય ટકાવી રાખવાનું અથવા પ્રજાને નોટોને બદલે સોનું આપવાની જોગવાઈ કરવી એ મહત્ત્વનું છે. આવા પ્રકારના વિનિમયના સાધનને બદલે જેની ખરીદશક્તિ ભારે અસ્થિર છે એવી શંકાશીલ શાખવાળી નોટો આજે આપણને આપવામાં આવે છે.

આ યુદ્ધથી હિંદને થયેલા લાભ વિષે તથા તે પહેલાં ઇંગ્લંડનું દેવાદાર હતું તેને બદલે આજે તે લેણદાર બન્યું છે એ વિષે ઘણું ઘણું કહેવાયું છે. દુનિયાના બજારમાં સ્વતંત્ર ખરીદનાર તરીકેનું સ્થાન હિંદને ન આપવામાં આવે ત્યાં સુધી દુઃખ અને હાડમારી જ નહીં પણ આપણા કરોડો ગ્રામવાસીઓએ વેઠેલાં ભૂખમરા અને મરકીને ભોગે એકઠાં કરેલાં શાખનાં કાગળિયાં કશા કામનાં નથી. જબરદસ્ત ભોગ આપીને એ વસ્તુઓ આપવામાં આવી હતી કેમ કે ખુદ ઉત્પાદકોની જરૂરિયાતોની અવગણના કરીને અને બાંધેલે ભાવે તે ખરીદવામાં આવી હતી. એટલે આપણે ખાતે નાણાં જમે થયાં હોવા છતાં પરિણામે આપણે ગરીબ બન્યા છીએ. નસીબની આવી બલિહારી છે! આપણા આસામીઓની દયા પર આધાર રાખનારા લેણદારો આપણે છીએ.

છેલ્લાં સાત વરસ દરમ્યાન બ્રિટનને માલ તથા યુદ્ધનો સરંજામ આપવા માટે હિંદને ખાતે ૩૭૦૦ કરોડ રૂપિયા જમે થયા છે. એમાંથી ૪૦૦ કરોડ રૂપિયા કહેવાતા 'સરકારી દેવા'ને અંગે મજરે લેવામાં આવ્યા છે અને બીજા ૧૭૦૦ કરોડ રૂપિયા એ યુદ્ધના ખરચના આપણા હિસ્સા તરીકે હિંદને ખાતે ઉધારવામાં આવ્યા છે. હિંદે કદી પણ આ યુદ્ધમાં ભાગ નહોતો લીધો તે છતાં આમ કરવામાં આવ્યું છે. એટલે બાકી રહેલા ૧૬૦૦ કરોડ રૂપિયાને અંગે વાટાઘાટો દ્વારા હાલ સમજૂતી કરવાનો પ્રયાસ કરવામાં આવે છે.

## ડૉલર ભંડોળ ઉચાપત

તેમનાં નકામાં કાગળિયાંઓને 'સ્ટર્લિંગ જામીનગીરીઓ' તરીકે મૂકીને ૩૭૦૦ કરોડ રૂપિયા જેટલો માલ લઈ જઈને ન સંતોષાતાં ઇંગ્લંડે હિંદી ખાનગી વ્યક્તિઓની ડૉલરની તથા

સ્ટર્લિંગ સિવાયના ચલણવાળા દેશોમાંની થાપણ પણ ઉચાપત કરી છે. ઇંગ્લંડના લાભને અર્થે લંડનમાં ઊભા કરવામાં આવેલા ડૉલર ભંડોળમાં એ બધી થાપણો ફરજિયાત રીતે લઈ લેવામાં આવી હતી. હિંદ પાસેથી ડૉલરના રૂપનાં નાણાં આ રીતે કેટલાં લૂંટી લેવામાં આવ્યાં હતાં તેની આપણને હજી ખબર સરખી પણ પડી નથી.

## ૬

# ઉપસંહાર

ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ૧૮મી સદીના નાણાંકીય વડા અમલદાર લૉર્ડ ક્લાઇવના જમાનાથી માંડીને વિસ્તૃત બ્રિટિશ સામ્રાજ્યના ૨૦મી સદીના નાણાંકીય વડા અમલદાર લૉર્ડ કેઇન્સના જમાના સુધીના સમયમાં આપણે ફરી વળ્યા. નાણાકીય ગુનાઓના આખાયે ક્ષેત્ર પર તેમની અસર થવા પામી છે. કંઈ નહીં તો, લૉર્ડ ક્લાઇવની સાહસભરેલી કરણીમાં નિખાલસતા હતી, જોકે એ પછીના એના પ્રતિનિધિના જેવી યુનિવર્સિટીની સંસ્કારિતા તેનામાં નહોતી. નિરંતર શોષણ કરવાની અને નબળા લોકોનાં સાધનો પર જીવવાની તેમની નિર્લજ્જતાભરી નીતિ હતી. લોભમાંથી સામ્રાજ્યનો જન્મ થયો હતો, લૂંટ કરીને તે માતયું હતું અને જૂઠાણાંના આડંબર-યુક્ત વાગાથી તેને સજવામાં આવ્યું છે.

૧૯૩૧ની સાલમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની તથા હિંદમાંની બ્રિટિશ સરકારના નાણાકીય વહીવટને અંગે તથા કહેવાતા હિંદના ‘ સરકારી દેવાં ’ની બાબતમાં તપાસ કરીને હિંદ અથવા ઇંગ્લંડે ભવિષ્યમાં શી શી આર્થિક જવાબદારીઓ ઉપાડવાની છે તે વિષે તપાસ કરવાને રાષ્ટ્રીય મહાસભાની કરાંચીની બેઠકમાં એક કમિટી નીમવામાં આવી હતી. વિગતે અભ્યાસ કરવા માટે વાચકને એ રિપોર્ટ વાંચવાની ભલામણ કરવામાં આવે છે પણ કમિટીની છેવટની ભલામણો અમે અહીં ટાંકીએ છીએ :

'ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ રાજકીય સત્તા પ્રાપ્ત કરી ત્યારથી માંડીને હિંદ પરના બ્રિટિશ કબજાનો ઇતિહાસ એ ઉત્તરોત્તર વધતી જતી બ્રિટનની પ્રતિષ્ઠા અને આર્થિક લાભનો ઇતિહાસ છે. જ્યારે બીજી બાજુએ, હિંદને પક્ષે તેના ઉદ્યોગોનો કાં તો નાશ કરવામાં આવ્યો અથવા તે દાબી દેવામાં આવ્યા. અને હિંદ બ્રિટનના પાકા માલનું બજાર બની ગયું છે. એ બજારના વિકાસ તથા પોતાના ઉદ્યોગોની ખિલવણીને અર્થે ઇંગ્લંડે કરેલા હિંદની સંપત્તિના ઉપયોગ વિના તેની આજે જે છે તે સ્થિતિએ તે કદી પહોંચ્યું ન હોત. આ ઉપરાંત, જુદા જુદા દરજ્જાની લશ્કરી તેમ જ મુલ્કી નોકરીમાં જોડાવા માટે પણ બ્રિટિશરોને હિંદે વિશાળ ક્ષેત્ર પૂરું પાડ્યું છે અને તેમને આપવામાં આવેલા પગાર તથા પેન્શનનો સરવાળો કરવામાં આવે આવે તો એ રકમ જબરદસ્ત થાય એમ છે. તેને થયેલા આર્થિક લાભ ઉપરાંત બ્રિટન દુનિયાની એક મહાન સત્તા બન્યું તે પણ હિંદના તેના કબજાને આભારી હતું. હિંદને માથે 'સરકારી દેવાં'ને નામે જે આર્થિક જવાબદારીઓ છે તે બ્રિટન પર નાખવા માટે નીતિ તેમ જ ન્યાયની દૃષ્ટિએ આ હકીકતો જ પૂરતાં કારણો તરીકે ગણાવી જોઈએ.'[1]

રિપોર્ટમાં વળી વધુમાં જણાવવામાં આવ્યું છે કે,

'હિંદ જો સ્વરાજના નવા યુગમાં પ્રવેશ કરવાનું હોય તો અને તેની પ્રગતિ માટે કંઈક અવકાશ રાખવો હોય તો તે કોઈ પણ પ્રકારના બોજાથી મુક્ત હોય એ ન્યાયના સિદ્ધાંતની દૃષ્ટિએ આવશ્યક છે. હિંદ હવે વધારાનો કરનો બોજો સહી શકે એમ નથી. એથી કરીને, હિંદની મહેસૂલ હિંદના રાષ્ટ્રીય હિતને અર્થે વપરાય એ તેની પ્રગતિની એક માત્ર શક્યતા છે. અને પોતાની જરૂરિયાતોને બંધ બેસે એ રીતે દેશનો લશ્કરી તેમ જ વહીવટી ખરચ ઘટાડીને જ તથા તેના હિતમાં ન હોય એવાં સરકારી દેવામાંથી તેને મુક્ત કરવામાં આવે તો જ કેળવણી, સફાઈ વગેરેને માટે તેમ જ રાષ્ટ્રના નવસર્જન માટે વાપરવાનાં નાણાં બચાવી શકાય.'[2]

હિંદને ખાતે ખોટી રીતે ચડાવવામાં આવેલા નીચેના ખરચ તરફ કમિટીએ ધ્યાન ખેંચ્યું છે:—

---

૧. રિપોર્ટ, પા. ૯૦-૯૧.

૨. કોંગ્રેસ સિલેક્ટ કમિટીનો રિપોર્ટ.

| વરસ | દાવાનો વિષય | રકમ, કરોડમાં | |
|---|---|---|---|
| ૧૮૫૭ પહેલાં | કંપનીના બહારના વિગ્રહો | ૩૫ | |
| | કંપનીની મૂડી પરનું વ્યાજ | ૧૫,૧૨૦ | ૫૦,૧૨૦ |
| ૧૮૫૭ | 'બળવા'નો ખરચ | | ૪૦,૦૦ |
| ૧૮૭૪ | કંપનીની મૂડી પરનું વ્યાજ | ૧૦,૦૮૦ | |
| | ઈસ્ટ ઇન્ડિયા કંપનીના શેરની પતાવતની રકમ | ૧૨,૦૦૦ | ૨૨,૦૮૦ |
| ૧૮૫૭-૧૯૦૦ | બહારના વિગ્રહોનો ખરચ | ૩૭,૫૦૦ | |
| ૧૯૧૪-૧૯૨૦ | યુરોપી વિગ્રહને અંગે ભેટ | ૧,૮૯,૦૦૦ | |
| | ખરચ | ૧,૭૦,૭૦૦ | ૩,૯૭,૨૦૦ |
| ૧૮૫૭-૧૯૩૧ | પરચૂરણ ખરચ | ૨૦,૦૦૦ | |
| | બ્રહ્મદેશ અંગે | ૮૨,૦૦૦ | ૧,૦૨,૦૦૦ |
| ૧૯૧૬-૧૯૨૧ | રિઝર્વ કાઉન્સિલની ખોટ | | ૩૫,૦૦૦ |
| | રાજ્યે રેલવે ખરીદી ત્યારે રેલવે કંપનીને આપેલું પ્રીમિયમ | | ૫૦,૦૦૦ |
| ૧૯૧૬-૧૯૨૧ | લશ્કરી દૃષ્ટિથી બાંધેલી રેલવેનો ખરચ | | ૩૩,૦૦૦ |
| | | | ૭,૨૯,૪૦૦ કરોડ |

ઉપરના દાવાઓમાં લશ્કરી ખરચના કશા ભાગનો સમાવેશ થતો નથી. કમિટી સૂચવે છે કે, વાજબી રીતે જોતાં એ ખરચ ઇંગ્લંડને ખાતે ઉધારવો જોઈતો હતો અને તેથી એની માગણી કરવી જોઈએ. કમિટીના એક સભ્યે રિપોર્ટમાં એક નોંધ પણ ઉમેરી છે.* એ નોંધમાં તે એ રકમ ૫૪,૦૧૩ કરોડની ગણાવે છે. એ રકમ બહુ હળવી છે કેમ કે એ કુલ ખરચના ચોથા ભાગ જેટલી છે. જ્યારે રમ્સે મૅકડોનલ્ડ નિશ્ચયપૂર્વક કહે છે કે, કંઈ નહીં તો હિંદમાંનું અરધું લશ્કર સામ્રાજ્યનું લશ્કર છે, અને સૂચવે છે કે, તેનો ખરચ ઇંગ્લંડની તિજોરીમાંથી આપવો જોઈએ.

* કૉંગ્રેસ સિલેક્ટ કમિટીનો રિપોર્ટ જુઓ.

વળી, એમાં વ્યાજ પાછું આપવાની માગણી નથી કરવામાં આવી, અને રિપોર્ટ સાથે જોડવામાં આવેલી બીજી નોંધ* પ્રમાણે કુલ ૧,૦૫૦ કરોડની રકમમાંથી ૫૩૬·૦૨ કરોડ રૂપિયા પાછા આપી દેવા જોઈએ. આ રીતે હિંદ પાસેથી ખોટી રીતે લેવામાં આવેલો ખરચ નીચે પ્રમાણે થશે:

| | કરોડ |
|---|---|
| આગળ જણાવ્યા મુજબના | ૭૨૯·૪ |
| વાર્ષિક લશ્કરી ખરચનો હિસ્સો | ૫૪૦·૧૩ |
| ખોટી રીતે ચૂકવેલું વ્યાજ | ૫૩૬·૦૨ |
| | રૂ. ૧,૮૦૫·૫૫ |

હિંદના કર ભરનારાઓ પાસેથી વસૂલ લેવામાં આવેલા ૧,૮૦૫⅗ કરોડ રૂપિયા ઇંગ્લંડની તિજોરીમાંથી આપવા જોઈએ. એમાંના મોટા ભાગનો ખરચ બ્રિટનની સામ્રાજ્યવાદી રાજનીતિ અને તેને પરિણામે ઉદ્‌ભવેલા વિગ્રહોને લીધે થયો છે. એની બધી વિગતોમાં ઊતરવાનું અહીં શક્ય નથી, એને માટે વાંચનારને અમે કૉંગ્રેસ સિલેક્ટ કમિટીનો રિપોર્ટ વાંચવાની ભલામણ કરીએ છીએ. આપણે ખાતે આ ખોટી રીતે ઉધારવાની રકમના વ્યાજ પેટે જ દર વરસે આપણે ૫૦ કરોડ રૂપિયા ભરીએ છીએ. મિ. રમ્સે મૅકડોનલ્ડ કહે છે કે, 'હિંદ ખુરસીઓ માટેની પોતાની સમાન જરૂરિયાત પૂરી પાડવાને માટે ટપાલો પરદેશ નથી મોકલતું. હિંદ તો દેવું ભરવાને માટે ટપાલો પરદેશ મોકલે છે.' જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે, 'પારકા દેશોને હરહમેશ પોતાનું દેવું ચૂકવનાર દેશ ચૂકવેલી રકમ તો ખુએ જ છે, પણ તેને પોતાનો માલ ઓછી ફાયદાકારક શરતે આપીને પરદેશી માલ લેવાની ફરજ પડે છે એ જોતાં તેને એથી વિશેષ ખોવું પડે છે.' લેણદાર દેશ દેવાદાર દેશનાં નાણાવ્યવહાર, ચલણ તથા હૂંડિયામણની નીતિ પર કાબૂ ધરાવતો હોય અને માલ ખરીદવા માટેના ઑર્ડર આપવાનું તેના હાથમાં હોય

* કૉંગ્રેસ સિલેક્ટ કમિટીનો રિપોર્ટ જુઓ.

ત્યારે તો એ વળી અતિ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. હિંદની દશા આવી છે, પોતાના નાણાંનું પૂરતું વળતર તે માગી શકતું નથી, અને આ બધા ખોટા દાવાઓનો બોજો તેને ગળે લટકાવી રાખીને ભવિષ્યનાં વરસો માટે પણ બ્રિટન પોતાનો આ ફાંસો તેને ગળે રાખી મૂકવા ચાહે છે. આંતરરાષ્ટ્રીય બજારોમાં હિંદે અનુકૂળ સોદા કરવાની પોતાની શક્તિ પાછી મેળવવી હોય તો તેને જકડી રાખનારા આ દાવાઓ તેણે ફગાવી દેવા જોઈએ અને તેનું જે લેણું હોય તેની માગણી કરવી જોઈએ.

હિંદને ખાતે ચડાવવામાં આવેલ લશ્કરી ખર્ચની બાબતમાં મિ. મેકડોનલ્ડ કહે છે કે, 'આ બાબતમાં બેશક હિંદ સાથે ન્યાયપૂર્વકનો વર્તાવ કરવામાં આવ્યો નથી. મુખ્યત્વે કરીને સામ્રાજ્યને લગતી હાથ ધરવામાં આવેલી પ્રવૃત્તિઓને માટે હિંદને ખરચ ઉઠાવવો પડ્યો છે,' "સામ્રાજ્યના બીજા ભાગોમાં આપણે લશ્કર મૂક્યાં ત્યારે આપણે તેનો ખરચ સંસ્થાનો પાસેથી નથી લીધો. પણ હિંદમાં તો આપણને કોઈ પૂછનાર નહોતું. કંપનીના રાજ્યવહીવટ દરમ્યાન તે ઇંગ્લંડમાંથી લશ્કર ભાડે લેતી હતી એટલું જ નહીં પણ ઇંગ્લંડથી હિંદ તેમને લાવવાનો ખરચ પણ તે આપતી હતી. કંપનીએ રાજ્યવહીવટ તાજને સોંપ્યો ત્યારે બ્રિટનની તિજોરીને અનુકૂળ આવે એથી કાલ્પનિક વસ્તુ તરીકે લશ્કર 'ઉછીનાં' આપવાની પ્રથા ચાલુ રાખવામાં આવી. ૧૯૦૦ની સાલના નાણાંકીય કમિશનના રિપોર્ટને કારણે ઇંગ્લંડની સરકાર હવે દર વરસે ૧,૩૦,૦૦૦ પાઉન્ડ આપે છે. એ રકમ લાવલઈજાના આશરે અરધા ખરચ તરીકે લેખવામાં આવે છે. આ ઉપરાંત એડનના અરધા લશ્કરી ખરચ તરીકે ૧,૦૦,૦૦૦ પાઉન્ડ દર વરસે ઇંગ્લંડને ખાતે ઉધારવામાં આવે છે, બસ આટલું જ. બાકીનો બધો ખરચ હિંદ ઉઠાવે છે. આમ હિંદને એક સ્વતંત્ર રાજ્ય તરીકે લેખવામાં આવે છે, પરંતુ આપણે તેના પર રાજ્ય કરીએ છીએ અને તેની લશ્કરી નીતિનું આપણે નિયમન કરીએ છીએ, જ્યારે એ આપણી પાસેથી અમુક સંખ્યામાં લશ્કર 'ઉછીનું લે છે'

અને તેનો ખરચ તે આપે છે. આ વ્યવસ્થા બિલકુલ અસંતોષકારક છે.''[1] ત્યાર પછી બહારના વિગ્રહોના સંબંધમાં તે વધુમાં જણાવે છે કે, '૧૯૦૦ની સાલમાં જેણે પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો હતો તે કમિશને એથીયે મોટી ફરિયાદનો અંત આણ્યો હોત એમ આપણે ઇચ્છીએ. સરહદના વિગ્રહો તથા બ્રહ્મી વિગ્રહો જેવા મુલકો ખાલસા કરવા માટેના વિગ્રહો તેમ જ એબીસિનિયા પરની ચડાઈ એ બધાંનો ખરચ હિંદના કર ભરનારાઓએ આપ્યો હતો. અફઘાન વિગ્રહના ૨,૧૦,૦૦,૦૦૦ પાઉન્ડના ખરચમાંથી માત્ર ૫૦,૦૦,૦૦૦ પાઉન્ડ ઇંગ્લંડની તિજોરીમાંથી આપવામાં આવ્યા હતા. આ બધી ચડાઈઓ વસ્તુતાએ સામ્રાજ્યની રાજનીતિની ઘટનાઓ હતી અને તેનો ખરચ હિંદને માથે મુદ્દલ નાખવો જોઈએ નહીં.'[1] શ્રી. ગોખલેએ પરિસ્થિતિ એક વખતે આ રીતે વર્ણવી હતી: 'ભૂતકાળમાં ચીન પરની તેમ જ ઈરાન પરની અને એબીસિનિયા પરની ચડાઈ જેવી અને એવી બીજી સામ્રાજ્યવાદી રાજનીતિ માટેની ચડાઈઓ કરવાને માટે ઇંગ્લંડે હિંદ પાસેથી લશ્કર ઉછીનું લીધું હતું અને એ બધા પ્રસંગોએ એ લશ્કરોનો બધો સામાન્ય ખરચ હિંદ પાસેથી લેવામાં આવ્યો હતો. ઇંગ્લંડે તો માત્ર એને અંગેનો અસામાન્ય ખરચ જ ઉપાડ્યો હતો. જ્યારે એથી ઊલટું, ૧૮૪૬ની સિંધની લડાઈ, ૧૮૪૯ની પંજાબની લડાઈ તથા ૧૮૫૭નો બળવો જેવા પ્રસંગોએ હિંદને ઇંગ્લંડ પાસેથી લશ્કર ઉછીનું લેવું પડયું હતું ત્યારે એ લશ્કરની ભરતી કરવા માટેના ખરચ સહિત સામાન્ય તથા અસામાન્ય ખરચની પાઈએ પાઈ હિંદ પાસેથી પડાવવામાં આવી હતી.' કમિશનના રિપોર્ટે આ ખાસ ફરિયાદનો તોડ કાઢ્યો હતો પણ સ્વતંત્ર સરકાર અન્યાયી લેવડદેવડનો સદંતર અંત આણત અને સામ્રાજ્ય માટેની બધીયે ચડાઈઓનો ખરચ ઇંગ્લંડ પાસેથી વસૂલ લેત.

---

૧. રમ્સે મેકડોનલ્ડનું 'ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા' નામનું પુસ્તક, પા. ૧૫૪–૫૫

એવું સૂચવવામાં આવે છે કે, એ ૧૮૦૦ કરોડનો અમુક ભાગ ભરપાઈ થઈ ચૂક્યો છે એટલે એ ભાગ અંગે આપણે પ્રશ્ન ઉઠાવવો જોઈએ નહીં. વિચારના ગોટાળાને કારણે રજૂ કરવામાં આવતી આ દલીલ વિચિત્ર છે. ધારો કે એક વેપારી ઘરાકને ખાતે ૧૮૦૦ રૂપિયા ઉધારે અને એ ઉધારેલી રકમ અને મુદ્દલ તરીકે વસૂલ લીધેલા ૮૦૦ રૂપિયાના સંબંધમાં ઘરાક પૂછપરછ કરે તે પહેલાંના સમય સુધી એ ૧૮૦૦ રૂપિયાનું વ્યાજ પેલા વેપારીએ લીધા કર્યું હોય એ સંજોગોમાં ઘરાક જ્યારે તેની પાસેથી હિસાબ માગે ત્યારે તે વેપારીને એમ કહેવાનો કશો હક છે ખરો કે, 'મેં ૮૦૦ રૂપિયા તો મુદ્દલ ખાતે વસૂલ લીધા છે એટલે આપણે બાકી રહેલી રકમ અંગે જ તપાસ કરીશું અને તમે આપેલા ૮૦૦ રૂપિયા તમારે સદંતર ભૂલી જવા જોઈએ.' હિંદના દેવાનો અમુક હિસ્સો જો ભરી દેવામાં આવ્યો હોય તો તે કોણે ભર્યો? એ હિંદના કર ભરનારાઓએ ભર્યો છે, અને જો એ તેની પાસેથી ખોટી રીતે લેવામાં આવ્યો હોય તો એમને તેનું વળતર મળવું જોઈએ.

સરકારી દેવાને અંગે ૧૯૩૧ની સાલમાં ગોળમેજી પરિષદ સમક્ષ બોલતાં ગાંધીજીએ કહ્યું હતું કે, 'કૉંગ્રેસ દૃઢતાપૂર્વક માને છે કે, આગામી સરકારે જે આર્થિક જવાબદારીઓ ઉઠાવવાની હોય તેની નિષ્પક્ષતાથી તપાસ થવી જોઈએ.'

આ ૧૮૦૦ કરોડમાં ૧૯૪૬ની સાલ સુધીનાં છેલ્લાં સાત વરસો દરમ્યાન ખૂંચવી લેવામાં આવેલા ૩૭૦૦ કરોડ રૂપિયા ઉમેરવા જોઈએ. આ રીતે તકરારી રકમ ૫૫૦૦ કરોડની થાય.

## દેવું ભરપાઈ કરવાની શક્તિ

ઇંગ્લંડની પોતાનું દેવું ભરપાઈ કરવાની શક્તિની બાબતમાં આપણે એ વસ્તુ દર્શાવી શકીએ કે, છેલ્લાં સાત વરસોમાં આ જબરદસ્ત બોજો ઉઠાવવાની ગરીબ હિંદની શક્તિ અને બ્રિટનની દેવું ભરપાઈ કરવાની શક્તિ એ બેની તુલના કરી શકાય એમ છે જ નહીં. ઇંગ્લંડની વાર્ષિક આવક ૯૦૦ કરોડ પાઉન્ડ કરતાંયે વધારે થવા જાય છે, અને આપણી પાસેનું તેનું દેવું તો એ રકમના

નાના ભાગ જેટલું જ છે. આપણે એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે, આ ૩૭૦૦ કરોડનું લેણું તેમના બ્રિટિશ એજન્ટોએ ઊભું કર્યું છે અને તે પણ સરકારી હુકમથી માલની કિંમત હિંદના તે સમયના પ્રચલિત બજારભાવથી ઘણી ઓછી તેમણે પોતે જ આકારીને. એ ગમે તેમ હો, પણ યુદ્ધકાળ દરમ્યાન સરકારે વાપરેલાં રેલવે જેવાં ઉત્પાદક સાધનોના જબરદસ્ત ઘસારાની ગણતરી કરવામાં આવી નથી. આ રીતે ફરજિયાત રીતે માલ લઈ જવામાં આવ્યો ત્યારે હિંદના લોકોની પ્રાથમિક જરૂરિયાતોને માટે કશી જોગવાઈ કરવામાં આવી નહોતી. જેમાં ૩૦ લાખ કરતાંયે વધારે માણસોએ પોતાના જાન ગુમાવ્યા તે ૧૯૪૩ની સાલનો બંગાળનો દુકાળ આ વાતનો પુરાવો છે. આપણા જેવો ગરીબ દેશ ફરજિયાત રીતે અને માલના ભાવની નીચામાં નીચી આંકણી કરવા છતાં સાત વરસના ગાળામાં ઓછામાં ઓછી ગણતરી કરતાં ૩૭૦૦ કરોડ જેટલી થાપણ ઊભી કરી શકે તો પછી જેની વાર્ષિક આવક ૯૦૦ કરોડ પાઉન્ડ જેટલી છે એવું ઇંગ્લંડ દેવાંની પતાવટ માટે લાંબા ગાળાની માગણીનો દાવો કેવી રીતે કરી શકે? પ્રોફેસર જી. ડી. એચ. કોલ કહે છે તેમ, જ્યાં 'એક ધનિક અને આગળ વધેલા દેશને એનાથી ઘણા ગરીબ દેશ પાસે તેનું લેણું ઓછું કરવાની અને તેની ભરપાઈ માટેના હપતા ઘણાં વરસો સુધી લંબાવવાની માગણી કરવી પડે એ દુનિયા ખરેખર અજાયબી પમાડે તેવી છે.'

## તપાસની જરૂર

આ ટૂંકા અવલોકન પરથી જણાશે કે, હિંદ સાથેના નાણા અંગેના વહેવારમાં ઇંગ્લંડે શંકાસ્પદ રીતોનો આશરો લીધો હતો તથા જેની પતાવટ કરવા માટેની પ્રવૃત્તિ હાલ ચાલે છે તે ૧૬૦૦ કરોડની સ્ટર્લિંગ જામીનગીરીઓ એ મુકરર કરવામાં આવેલું અને કડદો કરવા માટે ફંડચામાં જવા માટેનું લેણું નથી. એ હિંદમાંના આપણા લોકોની નજર બહાર રાખેલા ચાલુ હિસાબનું લેણું છે. એથી કરીને એ હિસાબને અંગેની નાણાંની જવાબદારી લેવામાં આવે તે પહેલાં ખુદ એ ચાલુ હિસાબની નિષ્પક્ષ પંચ દ્વારા

બરાબર તપાસ કરાવવામાં આવે એ અતિ મહત્ત્વનું છે; એ ચાલુ હિસાબ અથવા ચાલુ ખાતું ફ્લાઇવના સમયથી શરૂ થયું છે અને આજ સુધીમાં તેની કદીયે જાહેર તપાસ થઈ નથી. એથી કરીને, હિંદની સ્વતંત્ર રાષ્ટ્રીય સરકાર ઇંગ્લંડ પાસેનું પોતાનું લેણું વસૂલ કરે અથવા સિવિલ સર્વિસ તથા પોલીસ સર્વિસ જેવી સામ્રાજ્યની નોકરીઓ અંગેની વધુ આર્થિક જવાબદારીઓ પોતાને માથે લે તે પહેલાં આ ચાલુ હિસાબ અથવા ખાતાની સંપૂર્ણ તપાસ કરવા માટે તે નિષ્પક્ષ પંચ નીમશે એવી આશા અમે રાખીએ છીએ. ૧૯૩૧ની સાલમાં રાષ્ટ્રીય મહાસભાએ નીમેલી સમિતિએ આવું નિષ્પક્ષ પંચ નીમવાની ભલામણ કરી હતી.

આ રીતે છેવટનું નક્કી કરવામાં આવેલું હિંદનું લેણું છેલ્લાં વીસ વરસ દરમ્યાન હિંદમાંથી લઈ જવામાં આવેલું કેટલુંક અથવા બધું સોનું હિંદને આપી દઈને તથા હિંદમાંની બ્રિટિશરોની માલકીની કેટલીક થાપણો અમુક અંશે સુપરત કરીને ભરપાઈ કરી શકાય. ખેતીને માટે તથા અન્ય ઉપયોગને માટે પાણી પૂરું પાડવાની યોજનાનો ખરચ ૪૫૦ કરોડ જેટલો અંદાજવામાં આવ્યો છે. તેને માટે યંત્રો તથા બીજો સરસામાન પરદેશોમાંથી ઠીક ઠીક પ્રમાણમાં લાવવો પડશે. ઇંગ્લંડ એ બધું પણ પૂરું પાડી શકે. એ ગમે તેમ હો, પણ જે કંઈ લેણું આપણને વસૂલ મળે તે હિંદનાં ગામડાંઓને અર્થે ટ્રસ્ટ તરીકે રાખવામાં આવે એની આપણે કાળજી રાખવી જોઈએ.

ઘણી વાર એવું કહેવામાં આવે છે કે, ઇંગ્લંડ જો યંત્રો વગેરે ઉત્પાદક માલ આપીને મોટી રકમો ભરપાઈ કરે તો એથી કરીને એના ઉત્પાદન તેમ જ તેના નિકાસના વેપાર પર ગંભીર અસર પહોંચે. એ મોટી મૂડીની રકમો જો ઇંગ્લંડ પોતાની મહેસૂલમાંથી ભરપાઈ કરે તો જ એમ બનવા સંભવ રહે છે. પરંતુ હિંદને આપી દઈ શકાય એવી મૂડીની રકમો ઇંગ્લંડ પાસે ઠીક ઠીક પ્રમાણમાં પડેલી છે. અમેરિકાની બેંકોની તિજોરીઓમાં પડ્યા રહેલા ઇંગ્લંડના સોનાનો અમે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ. એ જવા દઈએ તોયે વ્યાજુ શેરો તથા ઇંગ્લંડની રેલવેઓના ડિબેંચરો સહેલાઈથી

હિંદી સરકારને આપી દઈ શકાય એમ છે. ઇંગ્લંડ પાસે કરોડો ટન વજનનાં વેપારી જહાજો છે. પોતાનો દરિયાઈ વહેવાર વિકસાવવાને આતુર હિંદને એ વેપારી જહાજો પણ સ્વીકાર્ય થઈ શકે. આમ, પોતાનું દેવું ચૂકવવાની ઇચ્છા હોય તો ન્યાયપૂર્વકની જવાબદારી અદા કરવા માટેના ઉપાયો અને સાધનો ખોળવા માટે ઇંગ્લંડ પાસે પૂરતા પ્રમાણમાં નાણાકીય તેમ જ વેપારી ચાતુર્ય છે. સંકટને વખતે પોતાની જરૂરિયાતોને પહોંચી વળવા માટે નાણાં કરજે કાઢનાર દેવાદાર પછીથી હિસાબ ચૂકતો કરવાની મુશ્કેલીઓને અંગે ધુરકિયાં કરે એ તેને છાજતું નથી.

ઉપરની રીતે ઇંગ્લંડ પોતાનું લેણું ચૂકવી શકે એમ છે. તે લેણું હિંદી સરકારને આપવાનું થાય ત્યારે ઉપર દર્શાવેલી વસ્તુઓની ઠરાવેલી કિંમત પેટે લંડનમાં જમા પડેલી સ્ટર્લિંગ જામીનગીરીઓ આપી શકાય. એ રીતે મળેલા શૅર વગેરે હિંદી સરકાર હિંદીઓને વેચી દે અગર આવકના સાધન તરીકે પોતે રાખે. જામીનગીરીઓ વેચવાથી જે પૈસા મળે તે સરકારે શહેરોમાં મોટા ઉદ્યોગો ઊભા કરવા ખરચવા ન જોઈએ પણ નહેરો, જળમાર્ગો અને પીવાના પાણીના કૂવા બાંધવા જેવી યોજનાઓ કરીને જનતાની હાડમારી દૂર કરવા માટે તેનો ઉપયોગ કરવો જોઈએ. આવા મુદ્દાઓ અને લેણાના નિરાકરણની શરતોમાંથી ઊભા થતા બીજા મુદ્દાઓ પણ પણ ઉપર સૂચવ્યા પ્રમાણે કોઈ નિષ્પક્ષી અદાલતને સોંપવા જોઈએ.

# ગાંધીજીનાં પુસ્તકો

| | કિંમત | ટપાલખર્ચ |
|---|---|---|
| અનાસક્તિયોગ | ૦–૪–૦ | ૦–૧–૦ |
| એક સત્યવીરની કથા | ૦–૨–૦ | ૦–૧–૦ |
| ગામડાંની વહારે | ૦–૨–૦ | ૦–૧–૦ |
| ગાંધીવાઇસરૉય પત્રવહેવાર | ૨–૮–૦ | ૦–૬–૦ |
| ગીતાબોધ | ૦–૩–૦ | ૦–૧–૦ |
| गीतापदार्थकोष | ૦–૪–૦ | ૦–૧–૬ |
| ત્યાગમૂર્તિ | ૧–૦–૦ | ૦–૨–૬ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧–૮–૦ | ૦–૭–૦ |
| ધર્મમંથન | ૧–૮–૦ | ૦–૬–૦ |
| ‘નીતિનાશને માર્ગે’ | ૦–૬–૦ | ૦–૨–૦ |
| મંગળપ્રભાત | ૦–૩–૦ | ૦–૧–૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦–૬–૦ | ૦–૧–૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦–૧૨–૦ | ૦–૨–૦ |
| વર્ણવ્યવસ્થા | ૦–૧૨–૦ | ૦–૨–૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨–૦–૦ | ૦–૩–૬ |
| સર્વોદય | ૦–૩–૦ | ૦–૧–૦ |
| સો ટકા સ્વદેશી | ૧–૪–૦ | ૦–૭–૦ |
| હિંદસ્વરાજ | ૦–૬–૦ | ૦–૧–૬ |
| હિંદસ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧–૪–૦ | ૦–૮–૬ |
| ખાદી પૂઠું | ૧–૧૨–૦ | ૦–૧૦–૦ |
| આત્મકથા | ૨–૦–૦ | છપાય છે |

# અમારાં પ્રકાશનો

| | કિંમત | ટપાલખર્ચ |
|---|---|---|
| માતર તાલુકાની આર્થિક તપાસ | ૦—૮—૦ | ૦—૨—૦ |
| ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ | ૨—૦—૦ | ૦—૫—૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦—૧૨—૦ | ૦—૨—૦ |
| મારી જીવનકથા (જવાહરલાલ) [સુધારેલી નવી આવૃત્તિ] | ૬—૦—૦ | ૦—૧૦—૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦—૧૪—૦ | ૦—૨—૦ |
| માનવી ખંડિયેરો | ૨—૮—૦ | ૦—૬—૦ |
| લોકમાતા (સુધારેલી નવી આવૃત્તિ) | ૧—૪—૦ | ૦—૫—૦ |
| ગીતાધ્વનિ (સુધારેલી નવી આવૃત્તિ) | ૦—૬—૦ | ૦—૧—૦ |
| યંત્રની મર્યાદા | ૧—૦—૦ | ૦—૨—૦ |
| કન્યાને પત્રો (સુધારેલી નવી આવૃત્તિ) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| હળપતિ મુક્તિ | ૦—૬—૦ | ૦—૧—૦ |
| કાગડાની નજરે | ૦—૯—૦ | ૦—૨—૦ |
| મલેરિયા | ૦—૭—૦ | ૦—૧—૦ |
| હિંદુસ્તાની વ્યાકરણપ્રવેશ | ૦—૬—૦ | ૦—૧—૦ |
| આશ્રમભજનાવલિ (સુધારેલી નવી આવૃત્તિ) | ૦—૮—૦ | ૦—૨—૦ |
| મરુકુંજ | ૧—૦—૦ | ૦—૨—૦ |
| શ્રી રાજચંદ્ર (સુધારેલી નવી આવૃત્તિ) | ૩—૮—૦ | ૦—૭—૦ |
| ગૌતમ બુદ્ધ | ૧—૮—૦ | ૦—૫—૦ |
| સર્વોદયની કેળવણી | ૧—૪—૦ | ૦—૫—૦ |
| જીવનસિદ્ધિ | ૧—૦—૦ | ૦—૨—૦ |
| મુંડકોપનિષદ | ૨—૦—૦ | ૦—૫—૦ |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | ૩—૦—૦ | ૦—૬—૦ |
| કરણઘેલો | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ઇન્દુને પત્રો | ૧—૦—૦ | ૦—૨—૦ |